# ઊંડા અંધારેથી

મૂળ લેખક : મેક્સિમ ગોર્કી
વેશાંતરકાર : ગિરીશ ભચેચ

સોલ એજંટ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ

# અર્પણ

મારાં સ્વર્ગસ્થ માતપિતાને,

ગિરીશ ભચેચ

# પ્રસ્તાવના

**પુસ્તકોએ** વાચકો માટે ખૂબ માનસિક બોજો વધારી દીધો છે, છતાં નિત્ય નવીન લખાયે જ જાય છે. પણ દરેક પુસ્તકને પોતાનું ક્ષેત્ર છે—મર્યાદા છે. આ નાટકની મર્યાદા-ક્ષેત્ર આ પ્રસ્તાવના દ્વારા રજૂ કરું છું, તેમાં ક્ષતિઓ માટે દરગુજર કરશો.

**न त्वहं कामये राज्यं न स्वर्गं न पुनर्भवम् ।**
**कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥**

ઇચ્છા તો દરેકની ઉપર મુજબ જ હોય છે. પણ જ્યાં લગી માણસ પોતાને પોતે જ સંપૂર્ણપણે ઓળખતો નથી ત્યાં લગી દુઃખ અને સુખ બંનેની વ્યાખ્યા નિરર્થક છે. સુખ અને દુઃખ એ અનુભવો તો સૌ જાણે છે, પણ માણસો શેનાથી દુઃખી થાય છે? આ પ્રશ્નનો આપણો જવાબ તો આટલો જ કે માણસને અણગમતું કંઈ મળી જાય તો એ જરૂર દુઃખનો ભાર લઈને ફરશે, કાંઈ ગમે તેવી ચીજ હાથ લાગે તો પોતાને સુખી માનશે.

આ નાટકમાં આવતો લક્ષ્મણ આવું જ કરે છે. આ નાટકનાં બધાં જ પાત્રો ઘૃણાત્મક, ગરીબીથી ભરપૂર અને ઘણા દ્વંદ્વો અને ગ્રંથીઓના ગજગ્રાહ વચ્ચે ખેંચાતા, અસમાન જીવનોનો મેળો છે. શોક દુઃખમાં ડુબેલાઓ પોતાની વ્યતિ એક યા બીજા પ્રકારે વ્યક્ત કરે છે. શા માટે? એ ઘરડા બુઢ્ઢા

લક્ષ્મણને સત્ય, નીતિ આ બધા કરતાં માનવી વધારે મોંઘો લાગે છે, એને મન માનવી અદ્‌ભુત છે.

આજની દુનિયાને જરા દેખીએ તો જણાશે કે માનવીનાં મૂલ્ય માટી કરતાં સોંઘાં થઇ ગયાં છે. પથ્થરની વિસાતમાં પણ માણસ માણસને ખપતો નથી. એનું સીધું પરિણામ આત્મઘાતક આવ્યું છે. માણસે જીવનવિકાસનું ક્ષેત્ર ખોઇ નાખ્યું. કુદરત કોઇ ઠામ ઠાલો રહેવા નથી દેતી. માણસની કિંમત ઘટી તો મૂડીની કિંમત વધી. માણસ મોટો નહિ—એની મજૂરી (જેને કેટલાક સેવા કહે છે) મોટી નહિ. જગતમાં મહાનમાં મહાન વાત હોય તો તે મૂડી. આ વાતથી તો માણસની કિંમત શૂન્યથી પણ ઘટીને ઓછી થઇ. માણસ ધરતીનો જાયો મટી બોજો બન્યો. એને જન્મવાનો હક ઓછો કરવા પ્રયાસ થાય છે, માણસને જીવવાના હક ઓછા થાય છે. વધારે માણસોએ જન્મવું નહિ (એટલે સંતતિનિયમન કરવું) અને જે જન્મ્યા હોય તેનો વિનાશ કરવા (યુદ્ધ, ભૂખમરો, બેકારી વગેરે સાધનો યોજવા) આ થઇ આપણી અત્યારની વ્યવસ્થાની વાત.

મેકસીમ ગોર્કી આ વાતનો ઉકેલ શોધે છે. એ આ નાટકમાં જ પ્રશ્ન ઉપસ્થિત કરે છે. આવા કપરા સંજોગોમાં "માણસો જીવે છે શા માટે?" એનો ઉત્તર પણ તે પોતાની રીતે જ આપે છે. "કંઇક અદ્‌ભુત બનવાનું છે, કંઇ ચમત્કાર થવાનો છે. તેવી આશાએ માણસ જીવે છે." આના સમર્થનમાં નાટ્યકાર કહેવડાવે છે, બધા જ આવી રીતે જીવતા હોય છે, પણ એક માણસ આવે છે અને જગતને પ્રગતિના પંથે વીસ વર્ષ આગળ લઇ જાય છે..." નૃત્યનો વિજય ખૂબ તુચ્છ થઇ ગયો હતો. નપાવટ હાથોમાં જઇ પડ્યો હતો. એક ઉદયશંકર આવે છે અને નૃત્યને નવી દૃષ્ટિ મળે છે. નૃત્યકારોને પ્રગતિ કરવા માર્ગ સૂઝે છે. તેવી જ રીતે વિશ્નુ દિગંબર, રાજા રવિવર્મા, મહાત્મા ગાંધી જગતને નવી દિશામાં પોતપોતાના ક્ષેત્રમાં પ્રયાણ કરાવી ગયા. આવા જ કોઇ ઉદ્ધારકની રાહ જોતા માણસો જીવે છે.

પણ આવો ઉદ્ધાર આવે તે પહેલાં દુષ્ટ અને કલંકિતોનો ઉદ્ધાર શક્ય નથી. આપણી સરકારો તેમને સુધારવા જેલ ભેગા કરે છે. લક્ષ્મણ તો તેને માટે કહે છે. " જેલ માણસને સુધારી શકતી નથી. એકલો માણસ જ–હા, માણસ જ માણસને સુધારી શકે છે. "

આ સુધારાની જિંદગી કેવીક છે? " રોજ સવારે આપણે આહ-ભરી ફીકીયારી કરતાં ઊઠીએ છીએ." " આપણને લાગ્યા કરે છે કે રોજ આપણે કપડાં બદલ્યાં સિવાય કશું જ કર્યું નથી. " આ બધાં જ વાક્યો નાટ્યકારનાં છે. આ જિંદગી જીવનારાઓ ઉમરાવ, કાશી, બબલો, નાયક, વેલજી, સંતોષ, નાથી, સતાર, નારાયણી અને બીજા અનેક જીવનની એક જ વિષમ અને સંતોષકારક બાજુ રજૂ કરે છે. મહાદેવ એક પોલીસમેન છે. એ કાયદાનો રક્ષક છે, છતાં તે પણ આ પાત્રોના એક અંગ જેવો જ થઈ ગયો છે.

આ નાટકને વાર્તાતંતુ નથી, પણ માણસના જીવનનો ધબકાર દરેક સંવાદ અને પ્રસંગમાં સંભળાય છે.

આ નાટકમાં દર્દનાક કહાની નથી, પણ દર્દોની દવા અને સારવારનું ઔષધાલય નાટ્યકાર મેકસીમ ગોર્કીએ તૈયાર કર્યું છે. દર્દીને માટે રામબાણ અકસીર દવાઓ કે મલમો નથી, પણ વિચારો જ આ નાટક રૂપી ઔષધાલયમાં મળે છે. તમે, હું અને જગત, બધાં જ આ નાટકના પાત્રોના જેવા જ રોગથી પીડાઈએ છીએ. આપણા રોગની હકીકત અને સલાહનું બનેલું આ નાટક છે.

તખ્તાલાયકીનો પ્રશ્ન ભજવનારાઓ અને દિગ્દર્શકો માટે રહેવા દેવો જોઈએ, છતાં મને તો જણાયું છે કે આ નાટક જરાક કાળજી રાખીએ તો સરળતાથી તખ્તા ઉપર રજૂ કરી શકાય તેવું છે. આંખને આંજી નાખે તેવી તખ્તાની સામગ્રીની જરૂર નથી. પ્રકાશ-યોજના પણ વિપુલ ન હોય તો પણ ચાલે તેવું છે. આધાર ફક્ત અભિનય ઉપર છે. દરેક પાત્ર સારી રીતે સમજાય તો સળંગ નાટક

દીપી ઊઠે તેમ છે. કહેવાય છે કે રશિયામાં તો આ નાટક ઘણું જ સફળતાથી ભજવાયું છે, અનેક વાર! નાટક તો દૃશ્યકાવ્ય છે. એ ભજવાય નહિ—લોકો જુએ નહિ તો નાટક શાનું? નાટક તો વારંવાર ભજવાવાં જ જોઈએ.

## ઊંડી ગહનતા

મેક્સીમ ગોર્કીનું "Lower Depths" નાટક, તેની અંદરથી નિપજતા સુંદર વિચારો અને પાત્રાલેખનના સંગીત માટે અત્યુત્તમ છે. આ નાટક રશિયામાં ઘણી જ સફળતા પામ્યું છે. વિવેચકો જો કે આ નાટકની કદર કરવા માટે સહમત ન હતા. તેમને નાટકનો "સંદેશો" કંઈક ખૂંચતો હતો. :આ નાટકમાં આવતો લક્ષ્મણ (ગોર્કીનો લુકા) દિલાસાપૂર્ણ જૂઠાણાંઓ કહી દરેકને આશ્વાસન આપે છે, તે શું ગોર્કીનો સંદેશવાહક છે? તેના વિચારો શું ગંભીર લેખવાના છે? વગેરે ચર્ચાઓએ આ નાટકમાંથી સર્જાતી કળા કે જે જીવનની ગંભીરતાથી પરિપૂર્ણ થઈ અને અદ્વિતીય પાત્રાલેખનવાળી છે—તેનું મૂલ્યાંકન વિશેષતઃ અટવાવી દીધું છે.

જો કે ગોર્કીનું આ નાટક ક્ષતિઓ વગરનું જ છે તેમ તો કહી શકાય તેમ નથી. આ નાટકના ચોથા અંકમાંથી આપણી આગળથી રસદાયક પાત્રો અદૃશ્ય થઈ ગયાં છે તેથી તે અંક રસહીન, ચર્ચાસ્પદ અને હેતુવિહીન બની જાય છે. તેમાંય નાયકનું મરણ અચાનક અને અકારણ હોઈ વાચક અને પ્રેક્ષકને આંચકો આપે છે.

આવી ક્ષતિ ઉપર લક્ષ ગયાં છતાં આ નાટક વાસ્તવદર્શી કલ્પનાવિહારવાળું છે, તેમ કહ્યા વગર છૂટકો જ નથી. કારણ આ વખતે મને નીચેની પંક્તિઓ યાદ આવે છે.

"જોવાને જગની મહાગહનતા ઊંચે ચઢયા જ્ઞાનીઓ
નેત્રોનાં નભમાં બની ઉડુગણો મથે નિશ્વાસાગરો,
ચાંદાસૂરજની મશાલ કરતી જોવા મનુ લ્હાણિયો
આવી છે જગની મહાગહનતા જે સંશોધે તે ખરો."

ગોર્કી આવી જ ગહનતા ઉકેલવા મથે છે. તેને મન માનવી મહામૂલ્યવાન ચીજ છે. વિશ્વમાનવીની વાત કરતાં ગોર્કી આ નાટકમાં થાકતો જ નથી. તેનો માનવી કેવો છે? સોક્રેટીસ, નેપોલિયન, વગેરેથી માંડી આજનો અદનામાં અદનો માનવ–તેની સરેરાશ ગુણવત્તા અને નિર્બળતા–આ બધા એક જ વિશ્વમાનવ છે. જુઓ ગોર્કીનાં જ શબ્દોમાં ;—

"What is man? It is not you, not I, not they,—No, it's you, I, they the old man ("Luka" of this play) Napoleon, Mohammed all in one. You understand?...Man! It's megnifient."

રખે આપણે માની લઈએ કે લાલવાવટાવાળું રશિયા જગતને આડે રસ્તે દોરવાવાળું છે, માટે આ વિચારો પણ નકામા છે. ગોર્કીના વિચારો આપણી ભારતભૂમિના તળના વિચારો છે. ગીતાજીના અગિયારમા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ વિરાટ દર્શન કરાવે છે તેવો જ વિરાટ માનવ તે ગોર્કીનો વિશ્વમાનવ છે. થોડોક ફેર છે છતાં સમગ્ર માનવજાતમાં રહેલાં મૂલ્યો, મહત્તાઓ, મર્યાદાઓનો ખ્યાલ કરીએ છીએ ત્યારે ગોર્કીનો વિશ્વમાનવ– અને આ નાટકમાં રજુ થયેલાં પૃથક પાત્રો કે જે આવા માનવના અંશો છે–અને ગીતાજીમાં ભગવાનના વિરાટ સ્વરૂપમાં વ્યક્ત થતો માનવ સ્વભાવતઃ એક જ હોય તેમ લાગે છે. અસ્તુ! આ પ્રમાણેના ગોર્કીના વિચારો અને પાત્રાલેખન કે જેનું ટિપ્પણ અસ્થાને છે તેનાથી આ નાટક બેનમૂન અને સચોટ બન્યું છે.

આ વખતે મારે જણાવી દેવું જોઈએ કે ગોર્કીનું નાટક Lower Deaths આપણા સમાજ અને સમજમાં ઊતરે તે રીતે ફેરફાર કરવાની મેં છૂટ લીધી છે. આપણા સમાજમાં જેને પછાત અને ગુન્હાહિત જાતિઓ ગણાવવામાં આવે છે તેમાંથી પાત્રો લેવાનો પ્રયાસ છે છતાં આપણે ત્યાં ઉજળા વર્ણનાં લોકોમાં પણ ગુન્હાહિત

માનસ નથી તેવું કંઇ જ નથી. તેથી તેવા માનસવાળાઓનું પણ પ્રતિબિંબ ઝીલવા પ્રયાસ કર્યો છે.

ગોર્કી, તેનો સમાજ, તેનું સાહિત્ય, તેની રંગભૂમિ, તેની શૈલી વગેરે દરેક વાત ઉપર ઘણું કહી શકાય તેમ છે, છતાં ગોર્કીનું મુખ્ય નિશાન હંમેશા પદદલિતો અને શોષિતો જ છે. પૂજ્ય મહાત્માજીના વિચારોની જેમ ગોર્કી પણ માનવસમાજને કહેતો લાગે છે કે આજ પદદલિતો અને શોષિતોના ઉદ્ધાર વગર માનવજાતનો ઉદ્ધાર અસંભવિત છે. ગોર્કીનું કામ આ પ્રકારના વિચારનું દેખાય છે જ્યારે પૂજ્ય મહાત્માજી તો દલિતોદ્ધારની દવા બતાવનાર ફિરસ્તા એ આટલો જ ફેર. ગુજરાતની પ્રજા આ નાટક કેવી રીતે આવકારે છે તે ઉપર જ Lower Deaths નાટકના ગુજરાતીકરણની સફળતાનો આધાર છે.

૫૮, સ્વસ્તિક સોસાયટી
કોમર્સ કોલેજરોડ
અમદાવાદ
૪-૧૨-૪૮

ગિરીશ ભચેચ

# અનુક્રમ

# આમુખ

સર્વ જગતની ક્ષુધાર્ત જનતાના મહાન લેખક અને નાટયકાર મેક્સિમ ગોર્કીનું નાટક Lower Depths યૂરોપીય રંગભૂમિ પર અમર બની ગયું છે. આજે રશિયન રંગમંચ પર, સમાજવાદી સમાજ વ્યવસ્થાના અસ્તિત્વના કાળમાંય, આ નાટક ભજવાય છે, કારણ કે આ નાટકનાં આંતર તત્ત્વો માનવતાનાં તત્ત્વો છે.

આ નાટક પ્રગટ કરતાં અમને ઘણો આનંદ થાય છે, આ પુસ્તક શક્ય બનાવતાં એક જ ઉત્કંઠા અમારા મનમાં રમી રહી છે. ગુજરાતી રંગભૂમિ પર સર્વ દેશોની મહાન કૃતિઓ ભજવાય એવો દિવસ ધન્ય પગલી પાડતો આવી રહ્યો છે. ઈબ્સનનાં નાટકો ભજવાયાં છે; કૌફમેન અને હાર્ટનાં પ્રહસન નાટકો વેશાંતર થઈ ભજવાય છે. પ્રીસ્ટલી જે. બી. નાં નાટકો ભજવાય છે. અને તેમાં હવે ગોર્કીની કડી ઉમેરાય છે. આ નાટકથી આપણી પ્રણાલિ વધુ સમૃદ્ધ બને છે.

ગુજરાત ઉદાર દૃષ્ટિબિંદુ માટે, પ્રયોગો કરવા માટે અને પોતાની સંસ્કાર અસ્મિતાને આખરી સ્વરૂપ આપતાં પહેલાં અનેક તત્ત્વોનાં અર્કને પચાવવાની હોંશવાળું રહ્યું છે. આ ભૂમિકામાં આ નાટક અસ્થાને નહિ ગણાય એવી આશા છે.

આ નાટકને **ભરત** નાટ્યપીઠ માટે પ્રકાશમાં મૂકવા શ્રી.ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનો આભાર માનવો જ જોઈએ.

આવી રીતે દર બે મહીને એક નાટ્ય પુસ્તક બહાર પાડવાની અમારી ઉમેદ છે. ગુજરાતનો વાચક વર્ગ નાટકો નથી વાંચતું એવું આળ હવે તો દૂર થાય એ પ્રાર્થના.

જશવંત ઠાકર

# પ્રસ્તાવ

[ આ નાટકનું વસ્તુ અમદાવાદ કે મુંબઈને છેવાડે દૂર દૂરના હલકી વર્ણના આવાસમાં આકાર પામે છે. બદબો, રોગનાં જંતુઓ અને કીડીઓ વચ્ચે આ નાટકનાં પાત્રો રહે છે. ચાલનો માલિક કાળીદાસ છે. પાત્રો જેમને ગુન્હાહિત ગણવામાં આવે છે તેવી જાતિઓનાં છે. આમાંનાં ત્રણ પાત્રો ઉમરાવ, સંતોષ અને વેલજી જેલ પંખીડાંઓ છે. લક્ષ્મણ પણ જેલપંખીડું તો ખરું પણ પાછળથી કંઈક સુધર્યો છે. બીજાં પાત્રો કાળુજી, પઠાણ અને ભૈયાજી જાત મહેનત પર નભનાર કામદારોના પ્રતિનિધિઓ જેવા છે. આ પ્રમાણે પ્રમાણિક અને અપ્રમાણિક મહેનત ઉપર નભનારાઓનો વિરોધાભાસ ધ્યાન ખેંચે છે. નાટકનો સંદેશો તો લક્ષ્મણ આપે છે. ]

## પાત્રો

ઉમરાવ.....ઉંમર વર્ષ ૩૩.

| | | |
|---|---|---|
| કાશી......બજારમાં શાક વેચનારી......ઉ. વ. | ૪૦ | ની આસપાસ |
| બબલો......ટોપીઓ શીવનારો........ ,, | ૪૫ | ,, |
| કાળુજી......તાળાકુંચીવાળો........... ,, | ૪૦ | ,, |
| નાથી......ભિખારણ................. ,, | ૨૪ | ,, |
| અનાર......કાળુજીની પત્ની........... ,, | ૩૦ | ,, |
| સંતોષ...... ... ,, | ૪૦ | ,, |
| નાયક......રામલીલા અને ભવાઈ કરનારો ,, | ૪૦ | ,, |
| કાળિદાસ...ચાલ માલિક.............. ,, | ૫૪ | ,, |
| વેલજી...... ... ... ,, | ૨૮ | ,, |
| નારાયણી...વારાસણીની બહેન........ ,, | ૨૦ | ,, |
| લક્ષ્મણ......એક યાત્રાળુ સાધુ....... ,, | ૬૦ | ,, |
| અલારખા...જોડા શીવનારો........... ,, | ૨૦ | ,, |
| વારાસણી...કાળીદાસની પત્ની........ ,, | | |
| મહાદેવ......નારાયણી અને વારાસણીનો મામો, પોલીસ | ૫૦ | ,, |

પઠાણ......સાથીદારો...ભૈયાજી.

# પ્રથમ અંક

**શિયાળાની સવારનો સમય છે.**

**નરકની** ખીણ જેવી ચાલ પર ભારે છત છે. ધૂણીથી છત કાળી થઈ ગઈ છે. ભીંતો પરથી ચૂનો ખરે છે. પછીત પર ઊંચે એક જાળીઉં છે. ત્યાંથી થોડો પ્રકાશ આવે છે. બીજો પ્રકાશ પ્રેક્ષકો તરફથી આવી રહ્યો છે.

જમણા ખૂણે એક વિભાગ આવેલો છે, જેમાં વેલજી રહે છે. એ જેલપંખીડું છે.

આ વિભાગનાં બારણાં આગળ બબલાનો ખાટલો પડેલો છે; ખાટલો તુટયોફૂટયો છે. એ ટોપીઓ શીવનાર છે. ડાબી બાજુના ખૂણામાં મોટા પથ્થરની અભરાઈ જડેલી છે. તેની પાસેની દીવાલમાં ડાબી બાજુ એક બારણું છે, ત્યાંથી રસોડામાં જવાય છે.

અહીં કાશી કાછિયણ, ઉમરાવ, અને વીસ વર્ષની કુટડી ભિખારણ નાથા પડી રહે છે. અભરાઈ અને બારણા વચ્ચેની દીવાલને અડકી એક ગંદી મચ્છરદાનીવાળો ખાટલો પડયો છે. દરેક ઠેકાણે દીવાલને અડેલી કાથીના વાંકાચૂકા થઈ ગયેલા ખાટલાઓ પડયા છે.

ડાબી બાજુની દીવાલ પાસે તખ્તા ઉપર આગળ જ એક લાકડાના ગચીઆમાં મઢેલું એરણ પડયું છે. તેની આગળ એક નાના લાકડાના ચોકઠા ઉપર કાળુજી બેઠેલો છે. કાળુજી, જૂનાં તાળાંઓની નવી કૂંચીઓ બેસાડતો હોય છે. ભોંય ઉપર કૂંચીઓના વજનદાર

ઝુડાઓ પડ્યા છે. આસપાસ કેટલીક કાનસો, હથોડો અને તેલની કૂંપી વગેરે પડેલું છે.

વચ્ચે એક મોટું મેજ, તેના પર એક ડબલું, બે પાટલીઓ, એક ચોખંડું નાનું મેજ પડેલાં છે. આ ગંદા અને ઢંગ વગરના મેજ ઉપર કાશી માટીના વાસણમાં દૂધ વગરનો ચાહ રેડી રહી છે. ઉમરાવ કાળોમેશ રોટલો નિગાળતો દેખાય છે. નાથી સ્ટૂલ ઉપર બેસી, ટેબલ ઉપર હાથ ટેકવી, તેના ઉપર માથું ટેકવી કોઈ ચોપડી રસથી વાંચતી હોય છે.

અનાર મચ્છરદાનીવાળા ખાટલામાં નજરે ન પડે તેવી સૂતેલી, ઉધરસ ખાતી સંભળાય છે. બબલો તેના ખાટલામાં બેઠો બેઠો ટોપીઓ શીવી રહ્યો છે. તેની આસપાસ પૂંઠાના કકડા, દોરીઓનાં રીલ તથા કપડાના ગાભા વેરણ છેરણ પડ્યા છે.

સંતોષ તેના ખાટલામાં હમણાં જ નિદ્રામાંથી જાગ્યો છે અને બગાસાંનો મોટો અવાજ કરતો સંભળાય છે. અભરાઈ ઉપર પ્રેક્ષકોથી અદૃશ્ય રામલીલાવાળો નાયક આમ તેમ આળોટતો ઉધરસ ખાય છે.

*

બબલો : (ટોપીઓ સીવતો આંખ મીંચકારતો) હં. હાલવા દીઓ બાપલા.

કાશી : હા, ના, ભાઈશાબ, મી કીધું મારી જોડે એ ચાળા રેવા દેજો. હું બધીય વાત જાણું છું. મી કીધું, અને તમે લાખ વાનાં કરો તોય મને તમે બોકડાની માફક દોરડે બાંધી થોડા જ વધેરવાના હતા?

બબલો : (સંતોષને) એ......શાનો અવાજ કરે છે?

[ સંતોષ ગળાનો ગગડાટ ચાલુ જ રાખે છે. ]

કાશી : હું તો માથા ફરેલ બાયડી છું, હા. આ કાશીને કોઈ નાથી શકે તેમ નથી. હું મારે મારી જાતની માલેક છું. મી કીધું, કે હું પારકી રજાચીઠીમાં મારું નામ નો નોંધાવું. ના, રે બા! કદીયે ના. એ મોટા ગવંડરનો ગગો હોય, તોય હું એનું ઘર માંડવા ના જાઉં.

કાળુજી : ( ચાવીઓ ખખડાવતો ) સાવ જૂઠી.

કાશી : શું કીધું ?

કાળુજી : તું જૂઠો લવારો કરે છે. જોજે ને મહાદેવ સિપાઈનું ઘર તું માંડવાની, માંડવાની, એક વાર નહિ, સો વાર માંડવાની.

ઉમરાવ : (નાથી ભિખારણની ચોપડી ખુંચવી લઈ શીર્ષક વાંચે છે.) " ખતરનાક પ્રેમ" ( અટ્ટહાસ્ય કરે છે. )

નાથી : ( હાથ લંબાવતી ) ઓ રે ! પાછી લાવો મારી ચોપડી ! વાનરવેડા જવા દો !

[ ઉમરાવ તેના તરફ તાકી જોઈ રહે છે અને ચોપડીને હવામાં વીંઝે છે.]

કાશી : ( કાળુજીને ) મારી દેવીના સમ, જોગણીમા મને ખાય ! રે, હું જૂઠી. હં, હું બોલે છે. મને જૂઠી કે'તાં તારી બોબડી બંધ કેમ નો પડી !

ઉમરાવ : ( નાથીના માથા ઉપર ચોપડી મારતાં ) મૂરખી નાથી !

નાથી : ( તેના હાથમાંથી ચોપડીની ખેંચતાણ કરતી ) છોડી દો.

કાળુજી : ઓય, મોટી રોફવાળી ના જોઈ તો. હાચે જ તું મહાદેવ જોડે ઘરઘરણું કરીશ જ, એ દા'ડાની તો રાહ જોવે છે.

કાશી : હાચું. હાચું. મારે આવી વાતો વગર બીજું કામ જ નહી હોય કાં ! પારકી પંચાત કરે છે, પણ તેં તો તારી ધણિયાણીને અધમોઈ કરીને તગડી મેલી છે. એનું શું !

કાળુજી : ચૂપ કર, ડાકણ ! એની સાથે તારે શી લેવા દેવા છે ?

કાશી : વાહ ભાઈ, જમાનો કેવો છે. હાચું કીધું કે કેવાંક મરચાં લાગ્યાં !

ઉમરાવ : આ રહી તે એનું શું કરશે નાથી ?

નાથી : ( માથું ઊંચકયા વગર જ. ) જાવ, જતા રો...'

અનાર : ( મચ્છરદાનીમાંથી ડોકું કાઢી ) વળી પાછો દા'ડો ઊગ્યો ? ભગવાન ખાતર ભલા થઈને બરાડા પાડવાનું ને ઝગડવાનું બંધ કરશો ?

કાળુજી : લ્યો, હવે એનું પુરાણ શરૂ થયું.

અનાર : દા'ડો ઊગે ને એનું એ. મને નિરાંતે મરવા પણ નહીં દો.

બબલો : બરાડા પાડવાથી કોઇ માણસ મરતો અટકયો નથી.

કાશી : ( અનાર પાસે જઈ કાળુજી તરફ આંગળી ચીંધી ) આ જમ જેવા સાથે તું કેમ દા'ડા કાઢે છે ?

અનાર : મને તો એકલી જ મરવા દો......હં......હં......

કાશી : ઠીક, તું તારે નિરાંતે ઝેર ઘોળ્યા કર. બચારી જીવ ! છાતીમાં કેમ છે ? મા, કંઈ ઠીક લાગે છે ?

ઉમરાવ : કાશી હાલ, હાટે જવાનો વખત થીઓ.

કાશી : આવી ( અનારને ) જરા ગરમ રાબડી પીશે ?

અનાર : ના રે ! મા; બાઈ, પીને શું કામ છે ?

કાશી : આવું ના કર, બાઈ, રાબડીથી અંદર ગરમાવો આવશે. આ રામપાતરમાં થોડી રાખતી જઈશ. પીવાનું મન થાય ત્યારે બે ઘૂંટડી પીજે. ચાલો મારા રાજા ( કાળુજીને ) એ ભૂતડા ( રસોડામાં જાય છે. )

અનાર : (ઉધરસ ખાતી ) ઓહ...ઓહ...ભગવાન.

ઉમરાવ : ( નાથીને પાછળ ગરદન ઉપર ધબ્બો મારતાં) રહેવા દે મૂરખ.

નાથી : ( બરાડો પાડી ) જતા રો'ને ! હું તમારી સાથે નથી બોલતી.

[ ઉમરાવ મોંએથી સીટી વગાડતો કાશીની પાછળ જાય છે.]

સંતોષ : ( ખાટલામાંથી જ અર્ધો બેઠો થઈ ) કાલે રાતે મને કોણે માર્યો હતો ?

બબલો : એનાથી શું વળ્યું ?

સંતોષ : બરાબર છે, પણ મને કેમ માર્યો'તો ?

બબલો : જુગાર કેમ રમતો'તો ?

સંતોષ : રમતો'તો.

બબલો : એટલે તો એ લોકોએ ખોખરો કર્યો.

સંતોષ : ગંધાતા, ગમાર......

નાયક : ( અભરાઈ ઉપરથી જરા માથું કાઢી ) એક દા'ડો તને મારી, રામશરણ કરી દેશે.

સંતોષ : તું તો મૂરખ છે.

નાયક : કેમ ?

સંતોષ : માણસને મરવાનું એક વાર હોય છે, બે વાર નહીં.

નાયક : ( થોડી વારે ) એ મને ન સમજાયું; લે કર વાત; બે વાર કેમ ન મરાય ?

કાળુજી : અભરાઈ ઉપરથી હેઠો ઊતરોશ ? આ જગાએ જરા ઝાડુ માર ! ત્યાં રહ્યો...

નાયક : એની તારે શું લેવા દેવા છે ?

કાળુજી : પેલી ઘર ધણિયાણી વારાસણી આવે એટલી વાર, પછી કહેજે કે કોને લેવા દેવા છે—એટલે બધી ગમ એ પાડશે.

નાયક : વારાસણી જાય જાહન્નમમાં ! આજે ઝાડુ મારવાનો વારો ઉમરાવનો છે, ઉમરાવ......

ઉમરાવ : ( રસોડામાંથી બહાર આવી ) મને ઝાડુ મારવાનો વખત નથી. હું કાશી જોડે શાક બજારે જાઉં છું.

નાયક : એ હું કંઈ ન જાણું. તારે કાશી સાથે જવું હોય તો જા, ને તારે પડવું હોય તો ઊંડા અંધારે પડ, એની

માારે લેવા દેવા નથી. પણ જમીન પર ઝાડૂ તો તારે જ મારવાનું છે. બીજાનું કામ હું શીદ કરું!

ઉમરાવ : તો તને જમડા તાણે; નાથી ઝાડુ વાળી નાખશે. એય અલી! "ખતરનાક પ્રેમ"! ઊઠ.... (નાથીની ચોપડી વળી પાછી ઝુંટવી લે છે.)

નાથી : (ઊભી થઈ) તમારે શું જોઇએ છે? મને મારી ચોપડી પાછી દઈ દો. ગમાર નહીં તો–

ઉમરાવ : (ચોપડી પાછી આપી) નાથી, મારે ખાતર ઝાડુ ન કાઢી નાંખો?

નાથી : (રસોડામાં જતી) એ વાત આપણાથી નહીં બને.

[ કાશી કાછિયણ બારણામાં દેખાય છે. ]

કાશી : (ઉમરાવને) હાલ્ય, એ તો ઘણોય વાળશે. નાયક, તને વાળવાનું ન કીધું? તો વાળી નાખજે! હા, બે હાથ હલાવીશ તો કાંઈ ભારે છે તે હલકો નથી થઈ જવાનો!

નાયક : જ્યારે ત્યારે મારો જ વારો—મને જ બધા હુકમો કરે છે.

ઉમરાવ : (કપડે ઢાંકેલી કાવડ ખભે ભેરવી ખૂણેથી પાછો વળતો) આજે તો જરા ભારે છે—આ દિ.

સંતોષ : તારી ઉમરાવગીરી જેટલો તો ભાગ્યે જ ભારે હશે.

કાશી : (નાયકને) એ અહ્યા, ધ્યાન રાખજે, જરીએ જરી સાફ કરી નાખજે. (ઉમરાવ પાછળ પાછળ આવે છે; તેને આવતો જોઈ જતી રહે છે.)

નાયક : (અભરાઈ ઉપરથી નીચે ઊતરી) આ ધૂળ ખાવી મારે માટે તો ભગવાન તોબા છે. (જરા અભિમાનથી) આ દારૂની બદબોથી તો મારા અવયવોમાં ઝેર ફેલાયું છે.

સંતોષ : અવયવો...અવ્યય...શું બોલ્યો?

અનાર : (પોતાના પતિને બોલાવે છે.) કાળુજી!

કાળુજી : હવે શું છે?

અનાર : કાશી મારે માટે રાબડી રાખતી ગઈ છે; તમે પીઓ !

કાળુજી : (તેની પાસે જઈ) તમે નથી પીવાનાં ?

અનાર : ના રે ભા, મારે કશું નથી જોઈતું. મારે બાઈ માણુસને શું જોઈએ વળી ? તમે કામ કરો છો, તમે ખાવ પીઓ : એટલે બસ.

કાળુજી : તમને બીક લાગે છે. બ્હીશો મા. ! તમે તમારે કરતા હો તેમ કરો.

અનાર : તમે રાબ પી લો. મને ઠીક લાગે છે. હવે, હવે મારું આવી રહ્યું છે.

કાળુજી : (ત્યાંથી ખસી જતાં) સૌ સારાં વાનાં થશે; તને મટી જશે, ઘણી વખત એવું બને છે. (રસોડામાં જતો રહે છે.)

નાયક : (મોટા અવાજે) કાલે દવાખાનામાં દાક્તરે મને કીધું " તારાં ફેફસાં દારૂથી તદ્દન ખવાઈ ગયાં છે. "

સંતોષ : સનેપાત થયો છે તને !

નાયક : (એના તરફ હાથથી તુચ્છકાર બતાવી) છટ્ મૂરખ, હું ખરેખર કહું છું. મારું આવી બન્યું છે. મારાં ફેફસાં ખવાઈ ગયાં છે. પછી આ ધૂળ વાળવી અને તેમ કરતાં ગળામાં એ જીવલેણ જંતુઓ જાય એ તો ભયંકર છે.

સંતોષ : જીવલેણ જંતુઓ—હા.

બબલો : હું બબડે છે.

સંતોષ : શબ્દો...આ બીજો રહ્યો...સૂક્ષ્મદર્શક. મને 'શબ્દો' ગમે છે.

બબલો : એટલે શું ?

સંતોષ : મને ખબર નથી. અર્થ પણ યાદ નથી.

બબલો : તો નકામો શીદ લવારો કરે ? ભા !

સંતોષ : કારણ માણુસના શબ્દોથી હું કંટાળ્યો છું, હું ઘેરાઈ ગયો છું. આ દરેક શબ્દો લાખ વખત સાંભળ્યા છે અને હજી સાંભળ્યા જ કરવા પડશે.

નાયક : મારી નાટકશાળામાં એક વખત કવિ કાલિદાસના રઘુ-
વંશમાંથી સૂત્રધાર કવિતા બોલતો હતો.
"વાણી અર્થના જેવા જોડકાં, વાણી અર્થને જાણવા માટે"
"જગતના મા બાપને વંદુ, પાર્વતી પરમેશ્વર પદે."
સૂત્રધાર બંદો બન્યો હતો હોં !

કાળુજી : ( રસોડામાંથી બહાર આવી ) આ સાવરણો હાથમાં ઝાલી
ક્યાં લગી તારે પાઠ કરવો છે ?

નાયક : એની સાથે તારે કાંઈ લેવા દેવા નથી. ( છાતી ઉપર હાથ
પછાડી ) સુંદરી શકુંતલે ! ન જાણું હું કે કોણ ભોક્તા
વિધિએ સર્જી હશે તારે કાજે.

[ નેપથ્યે દૂર અસ્પષ્ટ અવાજો સંભળાય છે પોલીસની
સીટીઓ અને ઘોંઘાટ આવી રહ્યો છે. કાળુજી ફાનસ
લઈ તાળાંકૂંચી સમારવાના કામે લાગી જાય છે. ]

સંતોષ : હું સમજતો નથી છતાં અઘરા શબ્દો મને બહુ ગમે છે.
હું જ્યારે નાનો છોકરો હતો ત્યારે તાર ઑફિસમાં કામ
કરતો હતો, ખૂબ ચોપડીઓ વાંચતો.

બબલો : તો તું તાર માસ્તર પણ થયેલો.

સંતોષ : અહા, હા હું ભણેલો આદમી છું. ખબર છે ? કેટલીક બહુ
સરસ ચોપડીઓ છે. અને એમાં જાતજાતના શબ્દો આવે.

બબલો : આવું તો તેં લાખ વાર કીધું ! હા, રાજ્જા ! તું ભણેલો
હતો પણ તેથી શું વળ્યું ? હું પણ રંગાટી માસ્તર હતો.
મારે મારી દુકાન હતી. મારા હાથ અને કુણીઓ પણ
રંગથી પીળાં ધમરખ થઈ ગયેલાં. અરે, એવાં પીળાં કે શું
વાત કહું ? જાણે વરરાજાને માયરામાં લેવા પીઠી ચોળી. હું
તો આ પીળા હાથ કદી ધોતો જ નહી. મને તો થતું કે
મરું તોય આવા પીળા હાથે; પણ નજર નાખ તો ! આજે
કેવા ગંદા થઈ ગયા છે, હા !

સંતોષ : તેથી શું ?

બબલો : કંઈ નહી. સહેજ વળી.

સંતોષ : હં, સબબ ?

બબલો : અરે ભલા, આ જ તો વિચારવાની વાત છે. સબબ એટલો —ભલા કે તમે કેમ રંગો છો તે વિચારવાનું નથી. પણ એ બધુંય ભુંસાઇ જવાનું, ભલા, બધુંય જતું રહેવાનું.

સંતોષ : ઓહ, મારા હાથ દુઃખે છે.

નાયક : (ગોઠણુ બાથમાં દબાવી) ભણુતર નકામું છે. મોટી વાત માણસનું ભેજું છે; હું એક નાટકીયાને ઓળખું છું. વાંચતાં તો તેને આવડતું જ નહીં, પણ જ્યારે નાટકનો પાઠ ભજવે ત્યારે તાળીઓના ગગડાટ થઈ રે'! થીએટર પર આનંદની રેલમછેલ થાય.

સંતોષ : બબલા, મને પાંચ આના આપ.

બબલો : મારી પાસે તો બે આના જ છે.

નાયક : ભેજું! નાટકીયા પાસે તો ભેજું જ હોવું જોઈએ. અને ભેજું એટલે પોતાની જાતમાં વિશ્વાસ, પોતાની શક્તિ ઉપર વિશ્વાસ જોઈએ.

સંતોષ : મને પાંચ આના આપ અને તારી પાસે ભેજું છે એમ હું ચોક્કસ કહીશ. તું તો નાટકનો હીરો! બધો ભાર ઊંચકનારો, સૂત્રધાર! કાળુજી, મને પાંચ આના આપ!

કાળુજી : મોટી ખાડમાં પડ તું. તારા જેવા તો ઘણા હાલી મળ્યા છે.

સંતોષ : તે આમ ભાંડે છે શીદ. હું જાણું છું કે તારી પાસે એક પાઈ પણ નથી.

અનાર : (કાળુજીને) મને ગભરામણુ થાય છે, મને અકળામણુ આવે છે.

કાળુજી : હું શું કરૂં ?

બબલો : આગલું બારણું ઉઘાડી નાખ.

કાળુજી : ઠીક બાપલ્યા ! તમે તમારે ખાટલે પડ્યાં રહો અને હું આ ભોં ઉપર પડ્યો રહું. મને ખાટલે બેસવા દીઓ અને તમારે જાતેજ જે કરવું હોય તે કરો; આ મનેય સળેખમ થયું છે !

બબલો : મારે તો કાંઈ બારણું ઉઘાડવું નથી. આ તમારી સબલી કે' છે—તો ઉઘાડો.

કાળુજી : એ ગમે તેમ કે'શે.

સંતોષ : બાપરે ! મારા માથામાં ઝાટકા વાગે છે. લોકો નકામી લમણાફોડ કેમ કરતા હશે તે કોઈ કે'શો ?

બબલો : અલ્યા ! એકલાં લમણા નથી ફોડતાં...એમની જાત પણ ફોડે છે. (ઉભો થતો) દોરાના રીલ લેવા જવું પડશે, છુટકો જ નથી. અલ્યા, આજ નવાઈ જેવું છે. આપણી ચાલના માલિક કાળીદાસ અને તેમનાં ધણિયાણી વારાસણી હજી સુધી દેખાયાં નથી. વાહ, ભાઈ ! કંઈ રસ્તામાં ભૂલાં તો નથી પડી ગયાં ?
[ જાય છે. અનાર ઉધરસ ખાય છે. સંતોષ ગૂપચૂપ રહ્યો છે; એના હાથ માથા નીચે દબાવેલા છે. ]

નાયક : ( દર્દભરી આંખોએ ચારે કોર નજર ફેરવી અનાર પાસે જાય છે ) આજે ઠીક નથી ?

અનાર : અહીં બહુ ગભરામણુ થાય છે.

નાયક : ચાલ, તારી મરજી હોય તો તમને આગલી પડાળીમાં લઈ જાઉં, હાં ! ધીરેથી ઊઠ.

[ અનારને ટેકો આપી ઉઠાડે છે. તેના ખભાની આસપાસ જરીપુરાણા ગાભા વીંટે છે. પોતાનો ટેકો આપી ધીરે ધીરે દોરે છે. ]

આસ્તે, હં ધીરે ધીરે ચાલજે ! હું પણ માંદો જ છું. આખું શરીર દારૂથી ખવાઈ ગયું છે.

[ ચાલનો માલિક કાળીદાસ દરવાજામાં દેખાય છે ]

કાળીદાસ : ફરવા જાવ છો ! જુગતે જોડી મળી છે, દીવાસળી અને સીગારેટના જેવી.

નાયક : મારગ મૂકો...જોતા નથી—દર્દીઓ જરા બહાર જાય છે!

કાળીદાસ : તમારી મરજી પ્રમાણે નીકળી જાવ [કાંઈક ગીત નાકેથી ગણગણતો ચારે બાજુ સસંશય નજર ફેરવે છે. વેલજીના ખંડ તરફ માથું નમાવી કંઈક સાંભળવા પ્રયાસ કરે છે. કાળુજી તેની ચાવીઓ ખખડાવે છે, અને તેની કાનસ ખૂબ જોરથી ઘસવા માંડે છે. તેની ભ્રુકુટિ નીચેથી આ ઘર-ધણીની તપાસ રાખતો રહે છે.]

કામ કરે છે, નહી વારું ?

કાળુજી : શું ?

કાળીદાસ : મેં તો એમ પૂછ્યું કે કામ કરો છો? (થોડી વારે) હં.. હા. મારે તમને કંઈક પૂછવું હતું (ધીમા અવાજે ઝટપટ બોલતો) મારી ઘરવાળી અહીં આવી'તી ?

કાળુજી : મેં તો નથી જોયાં.

કાળીદાસ : (વેલજીના ખંડ તરફ જતાં) મહિને બે રૂપિયાના ભાડામાં તમે કેટલી બધી જગા વાપરો છો ? આ એક પથારી, બેસવા માટેની જગા—હં!—હં આ બધું પાંચ પાંચ રૂપિયા આપતાં પણ ન મળે! મને તો હવે ખાતરી થઈ છે કે એક અર્ધો રૂપિયો ભાડું મારે વધારવું જોઈએ.

કાળુજી : આ અમારા ડોકાં પકડી અમને જ વધેરો ને! અમે મરી પરવારીશું અને તમને અડધો રૂપિયો વધારવાનો સંતોષ થશે.

કાળીદાસ : મારે તમને શા માટે વધેરવા જોઈએ? એનાથી મને શો ફાયદો છે! તમારું ભગવાન ભલુ કરશે. તમને મરજી પડે તેમ રહો, પણ હું તો આઠ આના ભાડું વધારીશ! ભલા માણસ! આજના જમાનામાં આઠ આનાની શી વિસાત છે! માંડ માંડ તો બે દાંડાનું શાક આવશે. પણ

આ જગામાં તમને મનમાં દયાધરમ આણી રે'વા દઉં છું તે પુણ્ય ભગવાનથી કંઈ અજાણ્યું છે? બસ, આવાં સત્કર્મો વડે પાપ ધોવાય છે. મારા અને તમારા બધાયનાં, સમજ્યા? એમ બાબત છે. કાળુજી તમે તો નગરા માણસ છે! આ તમારી અબલી જોઈ હોય તે—તમારી નગરાઈથી જ મરવા સૂતી છે. તમે કોઈને ગમો તેવા નથી. અને તમારું કામ લોકોના કાન ફોડી નાખે—

કાળુજી : (બરાડો પાડી) તમે મારું કાસળ કાઢવા આવ્યા છો?

[ સંતોષ બરાડો પાડે છે. ]

કાળીદાસ : ( ચમકીને ) ...ઓત્તારીની

[ નાયક પ્રવેશ કરે છે. ]

નાયક : અનારને બરાબર ઓઢાડી ઢાંકી પડાળીમાં બેસાડી છે.

કાળીદાસ : તમે તો બહુ મયાળુ, આ બધાં સત્કર્મોનો બદલો મળી રે'શે.

નાયક : ક્યારે?

કાળીદાસ : પરલોકમાં, મારા પ્રભુપ્રેમી! દરેક કામ, દરેક વિચાર બધુંજ ધણીને ચોપડે લખાય છે.

નાયક : તો બધું પરલોકમાં મળશે. આપ મારા પ્રભુ પ્રેમી અહીંજ, મારા દયામય, કામનો બદલો આપોને.

કાળીદાસ : એ લોકની વાત મારાથી કેવી રીતે કરાય?

નાયક : મારું દેવું અર્ધોઅર્ધ જતું કરો.

કાળીદાસ : હી-હી-હી-હી. તમે તો કેવી મજાક કરો છો, યાર? હજી નાટકશાળાની માફક પાઠ ભજવેજ જાવ છો. હ્રદયની દયા અને મમતા આ તુચ્છ પૈસા જોડે સરખાવવાની હોય? સેવા બધાથી પર છે. તમારું દેવું તો દેવુંજ છે. આ ભવે નહી તો પરભવે પણ આપવુંજ પડશે. હું તો હવે ઘરડો થયો છું. તમારે અનાસક્ત બની મારી દયા ખાવી જોઈએ.

નાયક : વાંદરું ઘરડું થાય તો પણ ગુલાંટમાંથી ન જાય.

[ નાયક રસોડામાં જાય છે. કાળુજી ઉભો થઈ અનાર પાસે બહાર જાય છે. ]

કાળુજી : ( સંતોષને ) એ તો જેલનો ભાગેડુ છે, પાકો જેલફોડુ ! હી–હી–હી મારું તો કાચું જ એને ગમે નહીં.

સંતોષ : તમે કોને ગમો તેવા છો ? જમ પણ તમારી સંગત નહી કરે.

કાળીદાસ : ( હસતો હસતો ) તમે તો હોંશિયાર છો. સાચું કહું તો, તમે બધા મને ખૂબ ગમો છો.
સમજ્યા, મારા દરિદ્રનારાયણો ! (અચાનક) વેલજી અંદર છે ?

સંતોષ : જઈને જુઓ. ( નઠોર રીતે હસે છે. )

કાળીદાસ : ( વેલજીના ખંડ તરફ જતાં ) વેલજી !
[ ભોજક કંઈક ઓગાળતો રસોડા આગળ દેખાય છે. ]

વેલજી : ( નેપથ્યે ) કોણ છે ?

કાળીદાસ : એ તો હું

વેલજી : કેમ આવ્યા છો ?

કાળીદાસ : ( બારણેથી પાછો ફરતાં ) બાર તો ઉઘાડ.

સંતોષ : ( કાળીદાસ તરફ જોયા વગર ) એ ઉઘાડશે અને પેલી હાજર હશે ! ( નાયક હસે છે. )

કાળીદાસ : ( ભયભીત બની ધીરા અવાજે ) શું છે ? કોણ છે ? શું કો'છો ?

સંતોષ : મને પૂછો છો ? ( હસે છે )

કાળીદાસ : હમણાં તમે શું કહ્યું ?

સંતોષ : હું તો નકામો બબડતો હતો.

કાળીદાસ : જો ભાઈ, મજાક દરેક વાતમાં ન હોય, હા ! (વેલજીનો દરવાજો ખખડાવી) વેલજી !

[ વેલજી દરવાજો ઉઘાડે છે. ]

વેલજી : કેમ, શું માંડયું છે ?

કાળીદાસ : ( વેલજીના ખંડમાં ડોકું કરી )ઓ. ભાઈ, મારે કોઈ—

વેલજી : પૈસા લાવ્યા છો ?

કાળીદાસ : મારે જરા ખાસ કામની વાત કરવી છે.

વેલજી : પૈસા લાવ્યા છો ?

કાળીદાસ : શેના પૈસા ? ઓ હો ! વેલજી !

વેલજી : કાલે સાક્ષીઓ રાખી દસ રૂપિયે મેં તમને ઘડિયાળ વેચ્યું હતું. તમે મને ત્રણ રૂપિયા આપ્યા'તા, બાકીના સાત લાવો. મારા તરફ આંખ મીંચકારો છો ? તમે અહીં આમ તેમ ભટક્યા કરો, બીજાને ડખલ કરો અને કંઈ કામ તો કરવુંજ નહી.

કાળીદાસ : શ શ.શ...આમ ગુસ્સે ન થાવ. વેલજી, ઘડિયાળ પેલુ.

સંતોષ : ચોરાયલા માલવાળું. ( હસે છે )

કાળીદાસ : (કડકાઈથી) હું ચોરેલો માલ રાખતો નથી. આવી વાત શું કરો છો ?

વેલજી ; ( કાળીદાસને ખભેથી પકડી ) તો મને કેમ જગાડયો ? કેમ આવ્યા'તા ?

કાળીદાસ ; મારે કંઈ જોઈતું નથી, ભાઈશાબ ! આમ ગુસ્સે થતા હો તો જતો રહું.

વેલજી : જાવ, પૈસા લઈ આવો.

કાળીદાસ : કેવો માણસ છે ? નરમતા વગરનો જ જાણે (જતો રહે છે.)

નાયક ; સરસ ફારસ.

સંતોષ ; અરે, કયા મજાક. ખૂબ સરસ,

વેલજી ; અહીં કેમ આવ્યો ?

સંતોષ ; એટલીયે ખબર નથી. એ એની ઘરવાળી શોધતો આવ્યો'તો. વેલજી, યાર, એનું કાસળ જ કાઢી નાખને....

વેલજી ; એના જેવા નકામા માણસ માટે મારી જિંદગી બગાડવા હું તૈયાર નથી.

સંતોષ : દોસ્ત, હુંશીયારીથી કામ પતાવવું જોઈએ. પછી એની રૂપાળી વારાસણી જોડે પરણી અમારો ઘરધણી બની જા !

વેલજી : એ બધાનો મારે રાહ નથી જોવી. તમારાબધાની ભલમન-સાઈ મને અને મારી મિલ્કતને બધાને પીડામાં ઢસડી જશે (એક ખાટલામાં બેસે છે.) ઘરડું ગીધ...મને નકામો જગાડી ગયું. મને એવું સરસ સ્વપ્નું આવ્યું હતું; હું માછલીઓ પકડતો હતો; મને મોટો શિકાર મળી ગયો—એટલો બધો મોટો કે આ બધું સ્વપ્નામાં જ બને. અને પછી માછલાં પકડવાનો આંકડો ઊંચો કર્યો; મને આખો વખત ડર લાગતો કે શિકાર હાથમાંથી સરી જશે. આ ઘડીએ...આ શિકારનો ગચ્ચો મારી ઝોળીમાં પડે તેમ ઝોળી મેં તૈયાર રાખી.

સંતોષ : એ શિકાર ન હતો, એ તો માછલીના જેવી નખરેબાજ વારાસણી હતી.

નાયક : વારાસણીને તો એણે ક્યારનીયે હાથ કરી છે.

વેલજી : જહન્નતમાં જાવ તમે અને વારાસણી. (કાળુજી પડાળીમાંથી દાખલ થાય છે.)

કાળુજી : સળેખમમાં પુળો મેલાય.

નાયક : અનારને અંદર કેમ ન લેતા આવ્યા. બિચારી ટાઢમાં મરી જશે.

કાળુજી : નારાયણી એને એના રસોડામાં લઇ ગઈ.

નાયક : પેલો ડોસલો એને લાત મારી બહાર નાખી દેશે.

કાળુજી : (કામ ઉપર બેસતાં) તો નારાયણી એને અહીં લેતી આવશે.

સંતોષ : વેલજી, મને પાંચ આના આપ.

નાયક : (સંતોષને) પાંચ આના. જો વેલજી ! અમને એક પાવલી આપ.

વેલજી : હા, લેને, લઈ જાને. વળી પાછો પાવલીમાંથી હવે રૂપિયો

ન માગતો, લે.

સંતોષ : શાબાશ, ચોર કરતાં વધારે સારા લોકો જગત ઉપર છેજ નહી.

કાળુજી : એમને પૈસા મફતના મળે, ને એમને ક્યાં કામ કરવું પડે છે?

સંતોષ : મફતના પૈસા તો ઘણાને મળે છે. પણ બીજાઓને મળે છે તે વાપરતા નથી. કામ આપણી પસંદગીનું મળી જાય તો કદાચ કરીએ, મારા ભાઈ! હા, કદાચ કરીએ. કામ જો પસંદગીનું હોય તો જીવતરમાંય આનંદ આવે, પણ કામ જો માથે લાદેલું હોય તો જીવતર પાંજરે પડ્યા જેવું થાય. નાયક! ચાલો ઉડાવીએ મિજબાની!

નાયક : ચાલો ત્યારે મારા પરદુઃખભંજન વિક્રમ!

[સંતોષ અને નાયક જાય છે.]

વેલજી : (બગાસું ખાતો) ઠીક, તારી ઘરવાળીને કેમ છે?

કાળુજી : (થોડી વારે) લાગે છે કે ઘડીઓ ગણે છે.

વેલજી : તારા ડાચા તરફ જોતાં તો મને આ તારી કાનસો ઘસવાનો કાંઈ અર્થ નથી લાગતો.

કાળુજી : બીજું શું કરું?

વેલજી : બીજું કરવાનું શું છે?

કાળુજી : આ ન કરું તો ખાઉં શું?

વેલજી : બીજા માણસોએ જીવે છે, હોં.

કાળુજી : અહીં જીવે છે તેની વાત કરો છો. એ બધા તો માણસોજ નથી; એ બધા તો પશુઓ અને વાનરો જ છે, હું તો મજૂર છું. મને તો એમના તરફ નજર નાખતાંય શરમ આવે છે. હું તો નાનો છોકરો હતો ત્યારથી મજૂરી કરું છું. તમને તો લાગતું હશે કે હું અહીં જ પડ્યો રહીશ. મારું ચામડું ઉતરી જાય તો પણ હું મજુરી કરી આ

**વરૂઓની બોડમાંથી નીકળી જઇશ.** આ બોલીને મરી જવા દે—અહીં છ માસ ગાળ્યા છે—જાણે છ જુગ જેવા.—

વેલજી : અહી તમારા જેવા તો કોઈ ભુંડા માણસ નથી—તમે આ જૂઠો લવારો કરો છો.

કાળુજી : **હા, એ તો ભૂંડા નથી. આ માણસોને તો હૈયું કે આત્મા જ નથી.**

વેલજી : (બેપરવાઈથી) હૈયું કે આતમા—આપણે શું દળદર કાઢવાનાં હતાં? પેટે કાંટા વાગતા હોય ત્યારે હૈયું કે આતમા આપણા જોડાની જગ્યાએ પણ વપરાવાના હતા? જેમને સમાજનો માનમર્તબો, સત્તા જાળવવાં છે, તેમને હૈયું અને આતમા કામના છે!

(બબલો આવે છે)

બબલો : હુ હુ હુ મને ટાઢ વાય છે.

વેલજી : બબલા, તારે આતમા છે? (હસે છે.)

બબલો : શું? આતમા?

વેલજી : હા, હા, આતમા છે?

બબલો : મારે આતમાની શી જરૂર છે? હુ કંઈ પૈસાની તીજોરી નથી.

વેલજી : મેં પણ હમણાં એ જ કહ્યું. ફક્ત પૈસાદારોને હૈયું અને આતમા જોઈએ. આ કાળુજી આપણી ટીકા કરે છે. એ કે છે કે આપણને આત્મા નથી.

બબલો : એ કોઈનો ઉછીનો આત્મા લે છે?

વેલજી : ના, રે ના! એની પાસે જ થોડો છે!

બબલો: (કાળુજીને) તો તમારો આત્મા વેચવાનો છે? **અહીં કોઈ ઘરાકને આપ્યો તો ખોટનો વેપાર થશે.** મારે કંઈક ખરીદવું તો છે પણ તે તો નિશાન કરેલા ગંજીફા—એ તારે આપવાનો હોય તો તે લાવ, પણ જો એ પણ ઉધાર આપવો પડશે. આપણે તો કડકા બાલુસ છીએ, હા ભાઈ!

વેલજી : (ભાષણ આપતો) તમે મુરખ છો. કાળુજી, તમે જરા સંતોષ અથવા ઉમરાવને અંતરાત્મા માટે પુછો.

કાળુજી : મારે તો એમને કાંઈ પૂછવું નથી.

વેલજી : તમારા કરતાં એ લોકો ભેજાવાળા છે. એ લોકો પીધેલા હોય તોય ભેજું વાપરી જાણે છે.

બબલો : પીઓ અને જીવો-વાહ ભાઈ વાહ, ખૂબ કહી મેરે યાર!

વેલજી : સંતોષ કહે છે કે પોતાને નહીં તો પોતાના પાડોશીને પણ અંતરાત્મા જરૂર હજો એમ દરેક ઇચ્છે છે. પણ ખાતરી કરીએ ત્યારે કોઈની પાસે તે હોતો નથી. આ એક પૂરવાર થયેલું સત્ય છે.

[ નારાયણી આવે છે, એની પાછળ લક્ષ્મણ આવે છે લક્ષ્મણના હાથમાં દંડ છે; કેડે ભિક્ષાપાત્ર બાંધ્યું છે. અને ખભે કાળો કામળો છે; એક ઝોળી પણ બીજા ખભે લટકે છે. ]

લક્ષ્મણ : સુખી રહો, સુખી રહો! મારાં ગુણીજન!

વેલજી : ( મૂછોને વળ દેતો ) હં, નારાયણી

બબલો : ( લક્ષ્મણને ) અમે ગુણી જન છીએ, એની તમને ખાતરી છે ! અહીં તો મંઇના ગુણ મહાદેવજી જાણે એવું છે. અમે તો ભૂલી ગયા છીએ અમારા ગુણ.

નારાયણી : આ આપણે ત્યાં નવા રહેવા આવ્યા છે.

લક્ષ્મણ : મારે મન તો બધું જ સરખું છે. કપાતર માણસો માટે અમને માન છે. મારી મતિ પ્રમાણે તો દૂધ એટલે દૂધ ભેંસનું હોય કે ગાયનું હોય—બધુંય ઉજળું અને બધુંય પીવા જેવું. હું કયા મારો સાથરો પાથરું ?

નારાયણી : ( રસોડાના બારણા આગળ જગા બતાવી ) બાપલા; અહીં બીરાજો.

**લક્ષ્મણ** : દીકરી, ભલું થજો. તું જાણેછે કે, જ્યાં મારા જેવા ઘરડાને હુંફ મળે ત્યાંજ સરગ જેવું ( લક્ષ્મણ તે બાજુ જાય છે )

**વેલજી** : ખરો મજાનો પકડી આણ્યો છે, નારાયણી !

**નારાયણી** : તમારા કરતાં તો મજાનો સ્તો. કાળુજી, તમારી ઘરવાળી અમારા રસોડામાં છે તો એને લઈ જાવ.

**કાળુજી** : ઠીક, લઈ જાઉં છું.

**નારાયણી** : તમારે એની ઠીક ઠીક ચાકરી કરવી જોઈએ. કાળુજી, હવે એ બિચારી ઝાઝું ખેંચે એમ પણ નથી.

**કાળુજી** : મને ખબર છે.

**નારાયણી** : તમને ખબર છે એમ ન ચાલે; તમારે સમજવું જોઈએ. મરવું એ સહેલું નથી.

**વેલજી** : હું મરવાથી ડરતો નથી.

**નારાયણી** : તમે બહાદુર હશો.—પણ આ તો તમારી વહુ.

**બબલો** : ( સીસકારો કરી ) આ દોરો ખરાબ આવ્યો છે.

**વેલજી** : ખરેખર, હું મોતથી ડરતોજ નથીઃ કોઈ પણ ઘડીએ હું મરવા તૈયાર છું. હમણાં મોત આવે તો ભલે; લે ચપ્પુ કર ઘા મારા કાળજામાં—એક ઉંકારો કરું તો 'કે'જે. હસતો હસતો મરી જઈશ. કારણ તારા જેવા મિઠ્ઠા હાથે મારું મોત થશે.

**નારાયણી** : ( જવા માટે ફરે છે તે વખતે જ ) બીજાની આંખમાં ધૂળ નાંખી...

**બબલો** : ( છંછેડાઈ ) ખરેખર, દોરો બહુ જ ખરાબ આવ્યો છે.

**નારાયણી** : ( દરવાજા આગળ ) કાળુજી, તમારી વહુની ચાકરી કરવી ભૂલતા નહી.

**કાળુજી** : બહુ સારું.

**વેલજી** : ફક્કડ છોકરી છે.

**બબલો** : આ...અહાહા, કુબડી નથી જ.

વેલજી : પણ મારી જોડે કેમ છંછેડાઈ છે ? મને ઉતારી જ પાડે છે. અહીં એનું ધનોત પનોત નીકળી જશે.

બબલો : એનું કાસળ નીકળશે તોતે પણ તારે હાથે.

વેલજી : કેમ મારે હાથે ? મને તો એને માટે બહુ લાગે છે.

બબલો : જેવું વરૂને ઘેટાં માટે લાગે તેવું ! ભારે લાગણી !

વેલજી : જુઠું; મને એને માટે બહુ લાગે છે. અહીં એની પનોતી હું જોઈ રહ્યો છું.

કાળુજી : એની જોડે વાત કરતાં વારાસણી ન દેખી જાય ત્યાં સુધી જ ઠીક છે.

બબલો : વારાસણી એ એમની એમ સસ્તું કોઈને કશુંય પચવા દે તેવી નથી, હા !

વેલજી : ( ખાટલામાં લાંબો થતો ) જાહન્નમમાં જાવને તમે બેઉ સાથે; જાણે ઈશ્વરને ત્યાંથી ઉતર્યા....

કાળુજી : ધીરી બાપુડીઆ—જરા ખમી જા.

[લક્ષ્મણ રસોડામાં ગાતો સંભળાય છે. 'માર્ગ સુઝે નહી ઘોર રજનીમાં, એકજ ડગ બસ થાય']

**કાળુજી : સાંભળ, પેલા બબડે છે તે–નવા મહેમાન હું** ( બહાર પડાળીમાં જાય છે. )

વેલજી : ભલા ભગવાન, આ મારે કાળજે ઘા પડયો છે; મને શિદ કાળજે ઘા દીધો; : આ જીવીએ છીએ ત્યારે બધું રૂડું રૂપાળું લાગે છે પણ એકાએક માથું દુખે કે કારી ઘા લાગે....

બબલો : કારી ઘા...હં.

વેલજી : સીધો અહીં.

[લક્ષ્મણ રસોડામાં જોરથી ગાય છે. 'માર્ગ સુઝે નહી ઘોર રજનીમાં...........']

વેલજી : ( ગુસ્સે થઈ ) એય ! એ બુઢ્ઢા !

લક્ષ્મણ : ( બહાર ડોકું કાઢી ) મને સાદ કર્યો ?

વેલજી : હા—ગાવાનું બંધ કરો.

લક્ષ્મણ : કેમ ગમતું નથી.

વેલજી : ગમે, પણ ગાણું મજાનું હોય તો.

લક્ષ્મણ : તો મારું ગાણું ખરાબ છે?

વેલજી : એવું લાગે છે તો ખરું.

લક્ષ્મણ : ધાર કે મેં સારું ગાયું એમ મને લાગે છે. દરેકને પોતે સારૂં ગાય છે એમજ લાગે છે, માણસ પોતે વિચારે કે પોતે સારૂં જ કામ કર્યું છે. પછી જખ મારે છે બધાં.

બબલો : હમણાં તો કે'તો હતો ને કે તારું માથું ફરી ગયું છે. ને પાછો હસે છે?

વેલજી : એનું તારે શું છે? ઢોલામારુ!

લક્ષ્મણ : અહીં કોનું મગજ ફરી ગયું છે?

વેલજી : મારું.

( ઉમરાવ દાખલ થાય છે. )

લક્ષ્મણ : ધાર કે પેલા રસોડામાં એક છોકરી બેઠી છે એ કંઈક વાંચે છે અને હૈયાફાટ રૂવે છે; હા રૂવે છે; હા રૂવે છે. આંખમાંથી જાણે ગંગા જમુના; હું જઈ પૂછું છું, 'લાડકી! દીકરી! શું થયું છે?' અને એ પછી જવાબ આપે છે. "એને માટે મને બહુ લાગે છે" "કોને માટે"? મેં પૂછ્યું; એ કહેવા લાગી "આ વાર્તામાં એક માણસ આવે છે તેને માટે." જુઓને, કેટલાક માણસો કેટલીક વિચિત્ર વસ્તુઓ માટે દુઃખી થાય છે. કેમ, ખરૂં કે નહી? માથું ફરી જવાથી પણ એમ દુઃખી થાય છે.

ઉમરાવ : એવો દુઃખી થનાર ગધેડો હોવો જોઈએ.

વેલજી : ઉમરાવ, ચા પીધી છે?

ઉમરાવ : પીધી તો છે.

વેલજી : જરા દારૂ પીવો છે?

ઉમરાવ : લાવને, દોસ્ત, ક્યારની તલપ લાગી છે.

વેલજી : એમ તો ચાલ બચ્ચા, ચારે પગે થઈ જા અને કૂતરાની માફક ભસ જોઈએ.

ઉમરાવ : તું મૂરખ લાગે છે. પૈસાદાર શેઠિયો થઈ ગયો છે, કે હુકમ કરે છે?

વેલજી : અરે ચાલ થોડું ભસવા માંડ. મને મજાહ પડશે. દોસ્ત તું તો અમીરોનું ફરજંદ છે. એક વખત એવો હતો કે અમારા જેવા નાચીઝ માણસ તરફ નફરત કરતો તું અમને હલકાં ગણતો, રસ્તે જતાં કૂતરાંની જેમ ધુત્કારતો.

ઉમરાવ : પછી?

વેલજી : પછી વખત પલટાયો. દિન પલટાયો, ઘડી પલટાઈ. આજે હું તને કૂતરાની માફક ભસાવવાનો છું. અને તું ભસવાનો છે. તું જાણે છે કે તારે ભસવું જ પડશે.

ઉમરાવ : ભસીશ દુષ્ટ! પણ એનાથી તને શો આનંદ આવશે? મને તો ખબર છે કે તારા કરતાં પણ હું વધારે નીચ બની ગયો છું. હું તારો બરાબરીઓ નથી. તોય તેં મને ચારપગે ચલાવવાનો વિચાર કર્યો છે.

બબલો : બરાબર છે.

લક્ષ્મણ : મને પૂછો એ તો ઘણું જ સરસ કહેવાય.

બબલો : જવાનું હતું તે જતું રહ્યું: તેની વાત કરવી નકામી છે. આપણી વચ્ચે તો કોઈ શરીફ આદમી નથી. આપણી પાસેથી બધું જ ધોવાઈ ગયું છે. હતા તેવા થઈ ગયા છીએ. જે રહી ગયું છે તે તો સીધો સાદો ખુલ્લો આદમી જ છે.

લક્ષ્મણ : તેથી તો આપણે બધા જ સરખા છીએ. તમે કાંઈ અમીર ઉમરાવ હતા?

ઉમરાવ : શું છે? ઘરડા ભૂત! તમે કોણ છો?

લક્ષ્મણ : હું અમીરોને અને રાજામહારાજાને પણ મળ્યો છું. પણ આ પહેલી વાર જ એક ઉમરાવને મળું છું–જે તારાજ–પાયમાલ થઈ ગયો છે.

વેલજી : (હસે છે) ઉમરાવ! તમને ખબર છે કે તમે મારી જાત આગળ મને પહેલવહેલોજ શરમાવી માર્યો છે.

ઉમરાવ : તારી અક્કલ વાપરવાનો સમય તો હવે આવ્યો છે, વેલજી.

લક્ષ્મણ: ઓ–હો જુઓ તો ખરા દોસ્તો–આપણે કેવી જિંદગી.

બબલો : રોજ સવાર એવી ઊગે છે કે અમે બધાં એક ભારે આહભરી કિકીયારી કરતાંજ ઊઠીએ છીએ.

ઉમરાવ :અમારો પણ એક વખત હતો, હું સવારમાં ઉઠતો ત્યારે પલંગમાં જ કોફી પીતો. હા, કોફી અને વળી માખણ ભાખરી પર,

લક્ષ્મણ : છતાં આપણે બધાં જ માનવીઓ છીએ. હા પાલવે તેટલી જાત પર તાકાત વાપરો! શણગારો, પહેરો, પણ માએ જન્મ આપ્યો હતો તેવો જ થઇને માણસ મરવાનો. છતાં જગતને જેમ ઝાઝેરૂં જોઉં, તેમ વધારે રસિક અને ચતુર લાગે છે. બધા જ ભૂંડા હાલે જીવે છે પણ દરેકની આશા છે કે કંઇક બદલો મળશે...કે... ભાગ્યશાળી થઈશું.

ઉમરાવ : તમે કોણ છો? બુઢ્ઢાજી, ક્યાંથી આવો છો?

લક્ષ્મણ : હું કોણછું?

ઉમરાવ : સાધુ છો?

લક્ષ્મણ : આપણે જગતના જાત્રાળુઓ જ છીએ. પંડિતો તો કહે કે જગત સ્વર્ગ તરફ જાત્રાએ જ જઈ રહ્યું છે.

ઉમરાવ : (કડકાઈથી) એ બધું બખડ જંતર તો ઠીક! પણ, કંઈ ઓળખાણ લાવ્યા છો?

લક્ષ્મણ : કેમ ભાઈ, તમે છૂપી પોલીસના માણસ તો નથી ને?

વેલજી : (ખુશ થઈ) આજ ઓળખાણુ! બુઠ્ઠાજી, ગળેથી પકડ્યો ઉમરાવ ને!

બબલો : હા. હા આપણા ગુરુજીએ ઠીક કહ્યું.

ઉમરાવ : (કચવાઈને) એમાં શું? આ તો મશ્કરી કરું છું. બુઠ્ઠાજી, મારી કોઈ જ ઓળખાણુ નથી.

બબલો : જુઠો નહી તો.

ઉમરાવ : આહાહા એ તો ઓળખાણુ છે પણુ નજીવી, નકામી.

વેલજી : ચાલ આપણે ચાપાણી પીએ.

ઉમરાવ : હું તો તૈયાર જ છું. રામ રામ બુઠ્ઠાજી! (જતાં જતાં) મારો બદમાસ લાગે છે.

લક્ષ્મણુ : એ તો બધું થયાં જ કરે છે, દોસ્ત!

વેલજી : (બારણા આગળ) આવે છે, તો ચાલ.

[જાય છે; ઉમરાવ એની પાછળ ઉતાવળો દોડી જાય છે.]

લક્ષ્મણુ : પેલો માણુસ ખરેખર અમીર હતો!

બબલો : ભગવાન જાણે; પણુ પૈસાદાર હોય તેવો તો છે, હજીએ પણુ કોઈ વાર એકાએક રૂવાબ એનામાં દેખાઈ આવે છે; લાગે છે કે તદ્દન પાયમાલ તો નથી થઈ ગયો.

લક્ષ્મણુ : પૈસાદારી બળીઆ રોગ જેવી છે; શીળી મટી જાય છે પણુ એના ચાઠાં નથી જતા.

બબલો : પણુ આમ સ્વભાવે ખરાબ તો નથી. કોઈવાર પોતાનો ડોળ એણે કાઢી નાંખવો પડે છે. આ તમારી ઓળખાણુ માંગી એના જેવા સ્તો.

(અલારખા આવે છે, હાથમાં પાવો વગાડતો આવે છે.)

અલારખા : અય મેરે શાગીર્દ!

બબલો : બરાડા શાના પાડે છે?

અલારખા : માફ કરો હું નેક આદમી છું.

બબલો : ફરી પાછો ઠેરને ઠેર.

[ હસે છે ]

અલારખા : હું એક જ બરદાસ કરી શકું છું. આ એક મિનિટ પહેલાં ફોજદાર મધુકરે હમણાં જ થાણામાંથી મને છુટો કર્યો. ફોઝદારે મહેતલ દીધી છે કે ફરી રસ્તા પર મારી બદબુ ન આવે; નહીતર સખ્ત હાથે કામ લઈશ. મારા શેઠ પણ બિલાડીની માફક મારા પર ક્તારાય છે. મારો બેટા શેઠ, એતો શરાબી છે. અને હું ? હું તો આદમી છું. મુઝે કુછ ચીઝ ન ચાહીએ. કુછ નહી. બસ ખતમ. મને મહીને વીસ રૂપીયા પગારથી ખરીદ કરેલો પણ મને કુછ ન ચાઈએ; પેલો શરાબી બેઠો બેઠો હકુમત ચાલાવે. એ હવે બરદાસ નહીં થાય. નહી...નહી...હરગીઝ બરદાસ નહી થાય. મને લાખ–કરોડ દો મારે નહીં જોઈએ.

[ નાથી રસોડાને ઉંબરે દેખાય છે. અલારખાને જોઈ માથું હલાવે છે. ]

લક્ષ્મણ : ( રમુજથી ) નૌજવાન, હવે તું જાળમાં સપડાયો—

બબલો : અંહ–નવરાવેડા...

અલારખા : ( ભોંય ઉપર સુઈ જઈ. ) હવે તમે મને ખાઈ જાવ. મારે કંઈ ન જોઈએ. હું નાચીઝ આદમી છું. મને સમઝાવો –બીજા આદમીથી હું બુરો કેમ છું ? અને બીજા આદમી કોણ છે ? ફોજદાર મધુકર ફરમાવે છે, 'રસ્તાથી દૂર રહેજે અગર તારું મોત કરીશ.' હું તો ભાગી જઈશ. હું તો રસ્તાની વચમાં સુઈ જઈશ. ભલે મારા પરથી ગાડી મોટર ચાલી જાય. મારે કાંઈ ન જોઈએ.

નાથી : બિચારો ! આવો નવજુવાન થઈ મુરખ થાય છે.

અલારખા : ( નારાયણીને જોઈ ઘુંટણીએ પડે છે ) નેક નામદાર બાનુ ! આલમની રોશની ! જન્નતની હુર ! હું શહરને લાલ લાલ રંગી નાખું છું.

નાથી : (મોટેથી અવાજ દબાવી) વારાસણી

[બારણું ઉઘાડી વારાસણી પ્રવેશે છે]

વારાસણી : (અલારખાંને) ફરી પાછો આવ્યો ?

અલારખા ; સલામ બાનુ સાહેબાને, મહેરબાની કરી આમ કદમ બઢાવો.

વારાસણી : કૂતરા ! મેં કહ્યું હતું કે તારું મોઢું ન બતાવીશ ? વળી પાછો ફરક્યો ?

અલારખા : વારાસણી મારી તમેયના જલુસમાં આવવાનું છે, આવશોને ?

વારાસણી : (ધક્કો મારી) નીકળ બહાર.

અલારખા : (દરવાજા તરફ) ઇન્તેજાર કરો, મને હડધૂત ન કરો ! મારી મૈયત–મને હમણાં ખ્યાલ આવ્યો નથી, થોભો ! મને એમ બહાર ન કાઢો.

વારાસણી : હું શું કરી શકું છું તે તને બતાવીશ. ચાડીયા, આખી શેરી એકઠી કરીશ; મારી ચાડી અને કુથલી કરવા માટે હજુ તું વેંત જેવડો છે.

અલારખા : ઠીક, ઠીક, ખુદા હાફીઝ ! હું જાઉં છું. (દોડી જાય છે.)

વારાસણી : હવે એને ફરી પગ ન મૂકવા દેશો. સંભળાય છે ?

બખલો : મને કોઈએ ચોકિયાત નથી નીમ્યો.

વારાસણી : ચોકિયાત હો કે ન હો પણ મારી મહેરબાનીથી અહીં રહ્યા છો તે યાદ રાખજો. તારે મને કેટલા ચુકવવાના છે ?

બખલો : મેં હજી ગણ્યા નથી.

વારાસણી : ગણી કાઢજે–નહી તો ગણાવી દઈશ. (અલારખા દરવાજો ઉઘાડે છે)

અલારખા : વારાસણી, હું તારાથી ડરતો નથી. બહુ તો નથી જ ડરતો...(રસોડામાં સરકી જાય છે. લક્ષ્મણ હસે છે.)

વારાસણી : તમે કોણ છો ?

લક્ષ્મણ : રખડુ જાત્રાળુ !
વારાસણી : રાત વાસો રહેવાના છો કે કાયમના રહેવાના છો ?
લક્ષ્મણ : એ બધું તો ઉધાર છે.
વારાસણી : તમારી કાંઈ ઓળખાણ છે ?
લક્ષ્મણ : મળી રહેશે.
વારાસણી : કોની ઓળખાણ આપો છો ?
લક્ષ્મણ : લાવીશ બાપલ્યા ! તમારા ઘરના ઉંબર સુધી ઓળખ આપનારને લાવી દઈશ.
વારાસણી : રખડુ, ઠગ ! બદમાસ !
લક્ષ્મણ : (નીસાસો નાંખી) સમતા રાખો, બાઈ ! સમતા રાખો.

[વારાસણી વેલજીના ખંડ તરફ જાય છે. અલારખા રસોડામાંથી ડોકાય છે.]

અલારખા : (ધીમેથી) ગઈ.
વારાસણી : (ફરીને) હજુ તું અહીં મૂઓ છે ?

[અલારખા સીસોટી વગાડતો જતો રહે છે. નાથી અને લક્ષ્મણ હસે છે.)

બબલો : (વારાસણીને) એ તો બહાર ગયો છે.
વારાસણી : કોણ ?
બબલો : વેલજી.
વારાસણી : મેં તમને તેને માટે પુછ્યું ?
બબલો : તમે ચારે કોર એને માટે ફાંફાં મારો છો.
વારાસણી : તમે બધું બરાબર સાફસુફ રાખો છો કે નહિ તે જોઉં છું, સમજ્યા ? હજી લગી વાસીદું કેમ વળાયું નથી. કેટલીક વાર ભાર દઈને કહ્યું કે બધે ચોખ્ખું રાખો.
બબલો : આજે ભોજકનો વારો છે.
વારાસણી : કોનો વારો છે તે મારે જાણવું નથી. પણ મ્યુનીસીપાલીટી વાળા આવી દંડ કરી જશે તો તમારે બધાને ભેગા

થઈને આપવો પડશે. અને તમને બધાને તગેડી મુકીશ.

બબલો : ( શાંતિથી ) પછી તમે શું કરશો ?

વારાસણી : અહીં એક તણખલું પણ ન રહેવું જોઇએ. (રસોડા તરફ જાય છે. અને નાથી આગળ અટકે છે ) અહીં મધમાખી જેમ કેમ ભમે છે ? આ તારો ચહેરો કેમ સુઝી ગયો છે ? વાંસડા જેવી સામે ના ઊભી રહે ! વાસીદું વાળી નાખ: નારાયણીને જોઈ ? એ અહીં છે ?

નાથી : મને ખબર નથી, મેં જોઈ નથી.

વારાસણી : બબલદાસ મારી બહેન અહીં આવી હતી. ?

બબલો : ( લક્ષ્મણને બતાવી ) એજ આને લઈ આવી છે.

વારાસણી : અને પેલો અહીં જ હતો ?

બબલો : વેલજી. ? હા, અહીં જ હતો. તમારી નારાયણી કાળજી જોડે ગઈ.

વારાસણી : કોની જોડે ગઈ તે હું પુછતી નથી. ધુળ–ધુળ–બાવાં,– જાળાં–બધેજ સરખું. ઓહ ડુકકરો ! વાળી ઝૂંડી સાફ કરી નાંખજો, સાંભળો છો ? ( બહાર જતી રહે છે. )

બબલો : ભલા ભગવાન ! એ કેવી જનાવર જેવી છે ?

લક્ષ્મણ : તીખી ઓરત છે.

નાથી : એના જેવી જીંદગી તો ઢોરજ જીવી જાણે. એના ધણી જેવાની જોડે કાંઈ જીવતા માણસને જોતરો.

બબલો : એના ધણીનીયે એને સાડીબાર નથી.

લક્ષ્મણ : રોજ આમજ કરે છે ?

બબલો : એ તો એના આશકને મળવા આવી હતી પેલો અને બહાર જતો રહ્યો છે.

લક્ષ્મણ : એથી એને માઠું લાગ્યું. સમજ્યો. એ હો જીવ–જીવ કે આસરે. એનો રોષ બીજા પર ઢોળે છે. છતાં જીવનમાં વ્યવસ્થા નથી, સ્વચ્છતા પણ નથી.

બબલો : ભાઈ, જીવનમાં વ્યવસ્થા તો સૌને જોઈએ પણ મગજ બધાયનાં બેકાબુ છે. હશે, કોઈ કે તો વાસીદું વાળવું પડવાનું; નાથી ! તું કરી લેજે.

નાથી : લે ડાહ્યો ! હું કાંઈ તારી નોકરડી નથી. (થોડી વારે) આજે તો દારૂ પીવાની છું, ખૂબ દારૂ પીવાની છું.

બબલો : ફકકડ...વાહ...

લક્ષ્મણ : છોકરી, દારૂ શીદ પીવાની છે ? હમણાં તો રડતી હતી અને હવે દારૂ પીવાની વાત કરે છે. !

નાથી : (તુચ્છકાર ભરી અદબથી) હું દારૂ પીશ, પછી રડીશ. બસ ખલાસ.

બબલો : બસ એટલું જ.

લક્ષ્મણ : પણ તારે દારૂ પીવાનું કારણ શું છે ? જાણે છે, કે કારણ વગર તો કીડીઓ પણ નથી ઉભરાતી. (નાથી જવાબ નથી આપતી ફક્ત ડોકું ધૂણાવે છે.) સમજ્યો આહોહો.–ઓ ભલામાનવીઓ ! તમારું શું થવા બેઠું છે ? ચાલ, હું ઝાડુ કાઢી નાખું છુ. સાવરણો ક્યાં છે ?

બબલો : પેલી પડાળીમાં બારણા પાછળ.

(લક્ષ્મણ પડાળીમાં જાય છે)

બબલો : નાથી !

નાથી : હં.

બબલો : વારાસણી અલારખા પર કેમ તૂટી પડી.

નાથી : એ દરેકને કહેતો ફરતો હતો કે વારાસણીથી એ કંટાળી ગયો છે. અને એનાથી છૂટો થઈ નારાયણી મેળવવા માગે છે. હું તો બા ! અહીંથી જતી રહીશ, બીજી ચાલમાં રહીશ.

બબલો : શા માટે ? ક્યાં જઈશ ?

નાથી : હું તો કંટાળી ગઈ છું. મારી હવે અહીં જરૂર નથી.

બબલો : (દ્રઢતાથી) તારી જરૂર નથી. એજ બાબતથી કોઈની
આ જગત ઉપર જરૂર નથી;

[નાથી માથું ધુણાવી ઉભી થઈ પડાળીમાં જતી
રહે છે. પોલીસ મહાદેવ દાખલ થાય છે; એની
પાછળ સાવરણો લઈ લક્ષ્મણ આવે છે.]

મહાદેવ : તમે જાણીતા નથી લાગતા.

લક્ષ્મણ : તમે બીજા બધાને જાણો છો ?

મહાદેવ : મારી રોનમાં જેટલા માણસ આવતા હશે એ બધાને
જ ઓળખું છું, પણ તમને નથી ઓળખતો.

લક્ષ્મણ : કારણ કે કુદરતે બધુંજ એકઠું કરી તમારી રોનમાં નથી
ઠાલવી દીધું; થોડું નજર બહાર રહી ગયું લાગે છે.

[રસોડામાં જાય છે]

મહાદેવ : (બબલા પાસે જઈ) એ ખરું કહ્યું. મારી તો નાનકડી
રોન છે. જો કે મોટી રોન આ કરતાં તો ભૂંડી છે.
થોડી વાર પહેલાં–ફરજ ઉપરથી ફારેગ થાઉં તે પહેલાં–
પેલા અલારખાને ચોકીએ લઈ ગયો હતો. એ તો રસ્તા
વચ્ચે સૂઈ ગયો'તો. પાવો વગાડવા માંડ્યો અને ચીસો
પાડે "રે મારે કાંઈ નહીં જોઈએ. મારે કાંઈ નહીં
જોઇએ."–મોટરગાડી બધો જ વાહનવ્યવહાર ચાલુ હતો.
ક્યાંય ચકદાઈ ગયો હોત–પીલાઈ મર્યો હોત–જંગલી માણસ
છે. મેં એને સમજાવ્યો પણ કેવો પાગલ !

બબલો : આજે બાજી રમવા આવવાના છો ?

મહાદેવ : હું ? હા, હા; અને વેલજીનું કેમ છે ?

બબલો : એમનું એમ, રોજના જેવું જ તો.

મહાદેવ : તો હજી એમનું એમ નભાવે રાખે છે ને.

બબલો : ગાજરની પીપૂડી બજી તો બજી નહીંતર—

મહાદેવ : (સસંશય) બજાવી જાણે છે ? (લક્ષ્મણ હાથમાં ટોપલી

લઈ અને ખંડ વટાવી બહાર પડાળીમાં જાય છે.)
હાં, હાં હમણાંથી વેલજીની વાતો થાય છે. સાંભળી છે ને?

બબલો : હું વાતો સાંભળ્યાજ કરૂં છું.

મહાદેવ : રીત મુજબનું–જાણી જોઈને મારી આગળ જુઠું તો નથી બોલતો ને? બધાજ જાણે છે. (કડકાઈથી) જૂઠું મા બોલીશ.

બબલો : હું શું કામ જૂઠું બોલું?

મહાદેવ : તો તો ઠીક છે. સા...મુરખા લોકો કહે છે કે વારાસણી અને વેલજીને કાંઈક કાળું છે. પણ એની મારે શી લેવા દેવા છે? હું કાંઈ એનો બાપ નથી. હું તો મામો મુઓ છું. મને શીદ ચીઢવતા હશે?
(કાશી આવે છે તેને જોઈને) લોકોનું શું થવા બેઠું છે, તે ભગવાન જાણે; બધી વાતને રમતજ સમજે છે. ઓહ તમે છો કે?—

કાશી : હા, હવાલદાર શા'બ! બબલો વળી પાછો મને બજારમાં એની જોડે બેસવા દાટી આપતો'તો

મહાદેવ : કેમ ન આપે? આપવી જ જોઈએ. એની પાસે પૈસાનો કેફ છે.

બબલો : મારી પાસે હો...હો...

કાશી : આહ. તેથી? હવાલદાર શા'બ! મને ચીઢવી છે તો મારા જેવી મૂંડી નથી. મેં એક વાર તો તમને કીધું કે ઓને માટે લગન એટલે હીમાળે હાડ ગાળવાં; એકવાર હીમાળે જઈ હાડ ગાળી આવો, અને આખી જિંદગી યાદ રહી જશે.

મહાદેવ : જો ઊભી રહે. બધા જ ભાયડા એકસરખા નથી હોતા.

કાશી : પણ હું તો બધાયને મન એક સરખીજ છું. મારા આગલી વારના ભરથાર, ભગવાન એમનું ભલું કરજે; એમના ગયા પછી હું તો પાપમાંથી છૂટી. મેં એના

નામનો શોક પાળ્યો પણ મનમાં તો માનતી'તી કે, મારું તો કરમ ઊઘડ્યું.

મહાદેવ : કશા કારણ વગર તારો ધણી મારઝૂડ કરતો'તો, તો તારે પોલીસમાં ફરીયાદ કરવી'તી ને !

કાશી : પોલીસને શું, મેં તો આઠ વરસ ભગવાનને ફરિયાદ કરી'તી, પણ એણેય દાદ ના દીધી.

મહાદેવ : આજે જુદી વાત થઈ છે. એક પર બીજી ન કરાય તેવો કાયદો થયો છે. હવે બૈરાંઓના ભરણપોષણના પણ કાયદા છે. બધી વાતના કાયદા પ્રમાણે...(અનારને દોરતો લક્ષ્મણ દાખલ થાય છે).

લક્ષ્મણ : આમ આપણે ઠીક કરી નાખ્યું. આવી માંદી હાલતે તમારે ચાલવું નાના જોઈએ; જરા દરકાર રાખો; તમારી જગા ક્યાં છે ?

અનાર : (ખાટલો બતાવી) દાદા ! ભલું થજો.

કાશી : આ પરણેલી જ છે ને ? જુઓ એના હાલ.

લક્ષ્મણ : બિચારીના હાલ બહુ ખરાબ છે. બી'તો ઝાલો એકલી એકલી ચાલતી'તી.

કાશી : અમારી ભૂલ થઈ. મા'રાજ માફ કરજો. એની દાસી જરા ફરવા ગઈ છે. હશે !

લક્ષ્મણ : તમને આની મશ્કરી સુઝે છે ? પણ તમે માનવી માનવીને કેવી રીતે તરછોડી શકો ! ગમે તેવો માણસ ગમે તેવી સ્થિતિમાં હોય તોય માણસની કાંઈક કિંમત છે જ.

મહાદેવ : તમારે માણસની સેવા કરવી જોઈએ. એ મરી જશે તો, તો ઘણા ગોટાળા ઊભા થશે ? હા ! જોયા કરજો.

લક્ષ્મણ : સાચું કહ્યું હવાલદાર શા'બ !

મહાદેવ : હા. હા. જો કે હું હવાલદાર નથી થયો પણ,—

લક્ષ્મણ : હવાલદાર નહી હો, પણ રતન જેવા લાગો છો

[ પડાળીમાં ઘોઘાટ મચી રહે છે. પગના ધમપછાડા થઇ રહ્યા છે. અરસપરસના અવાજો આવે છે. ]

મહાદેવ : ઝગડો થતો હશે !

બબલો : લાગે છે તો એવું.

કાશી : હું જોઇ આવું.

મહાદેવ : હું પણ જોઉં; મારી તો નોકરી જ એ માટે છે. હું તો કહું છું કે લોકો ઝગડવા માંડે ત્યારે બીજાઓએ ખસી જવું જોઈએ. એ લોકો થાકશે ત્યારે ઝઘડવાનું છોડી દેશે. વચ્ચે પડ્યાં વગર માથાં ફોડવા દેવાં જોઈએ. એજ દાવના છે બેટાઓ; ફરી કોઈ દા'ડો ઝઘડશે નહી. એમને પડેલા ઘા હંમેશાં યાદ રે'શે.

બબલો : ( ખાટલામાંથી ઊભો થતાં ) આ બધું જમાદારને કહેજોને !

( બારણું ઉઘડી જાય છે; કાશીનાથ ઉંબરે દેખાય છે.)

કાશીનાથ: (બૂમ પાડતો) કાળુજી, દોડો ! દોડો ! વારાસણી નારાયણીને મારી નાંખે છે, દોડો ! દોડો !

[ કાશી મહાદેવ, બબલો બહાર દોડી જાય છે લક્ષ્મણ તેમની પાછળ જોઈ રહ્યો છે. ]

અનાર : ઓહ ભગવાન ! બિચારી નારાયણી !

લક્ષ્મણ : બહાર કોણ લઢે છે ?

અનાર : અમારી ઘરધણિયાણીઓ—બે બહેનો.

લક્ષ્મણ : ( અનાર પાસે જઇ ) એમને શું વહેંચવાનું છે ?

અનાર : લઢવા સિવાય બીજું કાંઇ એમને કરવાનું નથી. બન્ને પાડા જેવી છે.

લક્ષ્મણ : તમારું નામ શું છે ?

અનાર : અનાર. હું તમને જોઉં છું, અને મારા બાપા યાદ આવે છે. તમારા જેવા ભલા અને નરમ હતા.

લક્ષ્મણ: કંઇ કેટલાં વિતકો સુર્ખ રૂહ હોતા હૈ ઈન્સાં, ઠોકરે ખાને કે બાદ !એટલેજ ભલો અને નરમ થઈ ગયો છું.

( હસે છે અને થોડી વારે માન ફેલાય છે )

પડદો.

# અંક બીજો

દશ્ય એજ ધર્મશાળાનું;

અભરાઈ પાસેના ખાટલા ઉપર સંતોષ બેઠો છે.

ઉમરાવ, ભૈયાજી, પઠાણ પતા રમે છે;

કાળુજી અને નાયક રમત જોઈ રહ્યા છે.

બબલો અને મહાદેવ કોલસાની ચીતરેલી કોઈ બાજી રમી રહ્યા છે.

એક દેવદારના ખોખા ઉપર બેસી લક્ષ્મણ અનારને પુંઠાથી પંખો નાખી રહ્યો છે.

સમય સાંજનો છે. બે ફાનસ સળગાવેલાં છે એક પત્તાં રમનારાઓની બાજુમાં ભીંત ઉપર લટકે છે. બીજું બબલાના ખાટલા પાસે મુકેલું છે.

પઠાણુ : એક દફે ઔર ખેલેં; પીછે મે નહીં ખેલું.

બબલો : ભૈયાજી જરા ગાવ (સોંગઠી મારી) સમજ દેખ મન પ્રિત પિયારે આસીક, હોકર સોના ક્યા રે....

ભૈયાજી : (ગીત ચાલુ કરી) લુખા સુખા ગમ કા ટુકડા, ફિકા ઔર સલૌના ક્યારે.

પાયા હો તો દે દે પ્યારે, પાય ફિર ખોના ક્યા રે?
જીન આંખીન મેં નીંદ ઘનેરી તકીયા ઔર બિછૌના ક્યા રે?
કહે કબીર સુનો ભાઈ સાધો સિસ દીયા તબ રોના ક્યા રે!

પઠાણુ : (સંતોષને) ચીપો પત્તાં! પત્તાં? તમારા ફરેબ હું જાણું.
બબલો અને ભૈયાજી : (જોડે ગાતો) સમઝ મન મિત પિયારે આસિક હોકર સોના ક્યા રે...

અનાર : મારઝુડ–ગાળો; આખા જીવતરમાં એના વગર બીજું જોયું જ નથી. એના વગર બીજું કાંઈ ન મળે.

અનાર : મારઝુડ–ગાળો; આખા જીવતરમાં એના વગર બીજું જોયું જ નથી. એના વગર બીજું કાંઈ ન મળે

લક્ષ્મણુ : ભલી બાઈ, ભૂલી જા! દુખ ન લગાડ.
મહાદેવ : એમ તારી સોગઠી કેમ ખસેડે છે, આંધળો છે?

બબલો : આ, આહ સમજ્યો, સમજ્યો!

પઠાણુ : (સંતોષનું ગળું પકડી) ફરેબ, પત્તા ગુમ કયાં કરે! માર ડાલુંગા હું...

ભૈયાજી : છોડો ઈન બાતોં કો, દોસ્ત, સમજલો આપસ આપસમાં; બબલા ચલ ગા,

અનાર : મારે પેટે જંપ કરી એક બટકું રોટલો પડવા દીધો હોય તેવો એક દા'ડો નથી ગયો. હું રજ રજ ભેગી કરી રોટલો કરતી, આખો દા'ડો એક બટકું રોટલો મળે તેની લતમાં કાઢ્યો, ચીથરા વીંટાળી જીવતર પૂરું કર્યું; એળે ગયું

એ જીવવાનું, મારું નસીબ સારું થાય એવા સારા કરમ પણ નથી કર્યાં.

લક્ષ્મણ : લાડકી બેટી ! તું બહુ જ ઘસાઈ ગઈ છે, કાંઈ હરકત નહી.

નાયક : (ભૈયાજીને) ગુલામ ઉતર; ગુલામ ! મુરખ !

ઉમરાવ : આ રહ્યો બાદશાહ.

કાળુજી : બધા પત્તાં હારી ગયો.

સંતોષ : એ તો અમારી ટેવ છે.

મહાદેવ : બાદશાહ, આ લે.

બબલો : મારી તો આ ચાલ.—

અનાર : મારી અંત વેળા છે.—

કાળુજી : અરે ! અરે ! રમવાનું છોડો. દોસ્તો મારી પાસેથી પૈસા લેજો ! પણ રમત છોડો.

નાયક : તમારા કહ્યા વગર એ બાજી ચાલે જ નહી. ચાલે ખરા ?

ઉમરાવ : તું તારે જોયા કર. ઊંડા અંધારે નાખી દઈશ.

પઠાણ : ઔર ચલો. હોની સો હો ગઈ, મેરી ભી. (માથું કાળુજી હલાવતો બબલા પાસે જાય છે.)

અનાર : મને વિચાર આવે છે-ઓ ભલા ભગવાન-મને તારે ઘેર પણ જમડાના માર પડશે-તારે ત્યાં પણ ભગવાન—

લક્ષ્મણ : તને માર નહીં પડે, એની ફિકર નહી કરતી, તને કશું જ નહી થાય. તને ત્યાં શાંતિ મળશે. જરા સમતા રાખ, બાઈ! દરેકને જિંદગીમાં સહન કરવું જ પડે છે, (ઉભો થઈ રસોડામાં જાય છે.)

બબલો : (ગાતો) તું તો રામ સુમર, જગ લડવા દે.
ક્રોરા કાગજ, કાલી સ્યાહી, લિખત-પઢત વાકો પઢવા દે.

ભૈયાજી : (ગાતો) હાથી ચલત હૈ અપની ગત મેં, કુતર ભુકત વાકો ભુકવા દે.

બબલો-ભૈયાજી : ( સાથે ) કહત કબીરા સુનો ભાઈ સાધો, નરક પચત વાકો પચવા દે...તું તો...

પઠાણ : ( બરાડો પાડી ) ...ફરેબ...ફરેબ, પત્તાં ગુમ કરી દીયા.

ઉમરાવ : ( ગુંચવાતો ) ઠીક, ગુમ ન કરું તો તારા માથામાં મારું ?

નાયક : જુઠું બોલે છે, દોસ્ત ! માથામાં નહી મારી શકે–કદી નહી ?

પઠાણ : મેં ખેલુંગા નહી.

સંતોષ : ( પત્તાં એકઠા કરતો ) છોડો, દોસ્ત આપણે તો જાણતા ન હતા કે અમે પાગલ છીએ. અમે પાગલ હતા તો રમવા કેમ આવ્યા ?

ઉમરાવ : હારી ગયો એક અધેલી અને ધાંધલ કરે છે આટલું–લાખ રૂપિયા જેટલું, હં.

પઠાણ : નેક દાવ ખેલો.

સંતોષ : શું કામ ?

પઠાણ : શું કામ એની મતલબ ?

સંતોસ : એની મતલબ એનું શું કામ ?

પઠાણ : મેં સમઝા નહીં.

સંતોષ : હું સમજતો નથી, તમે સમજો છો ?

[ પઠાણ તિરસ્કાર બતાવતો થુંકે છે; બીજા તેને હસે છે, ]

ભૈયાજી : (મજાકથી) તુમ બહુત મજાના આદમી હે. સમજતા નહીં ? નેકી સે ગમતા હે તો ભુખા મરવાના કયા ?

પૈઠાણ : એ લેન દેન નહીં. આદમી નેક હોના ચાહીયે.

ભૈયાજી : તુમ પોપટ જેસા બોલતા હે. ચલો બહેતર હે કિ ચાય પી લે. બબલા ! (ગાતો) કહત કબીરા સુનો ભાઈ, સાધો નરક પચત વાકો પચવા દે...તું તો

**બબલો : મારી લડતમાં તુંજ મારો રામ છે, ભાઈ.**

ભૈયાજી : ચલો યાર (ગાતો) તું તો રામ સુમર જગ લડવા દે (જતો રહે છે)

[પઠાણ ઉમરાવ સાથે મુઠીઓ ઉછાળે છે અને ભૈયાજીની પાછળ જતો રહે છે.]

સંતોષ : (ઉમરાવને) નેક નામદાર, આપે બહુ જ પાગલપણું કર્યું, તમે ભણેલા ગણેલાં થઈ પત્તાથી છેતરપીંડી કરવાનું જાણતા નથી ?

ઉમરાવ : હું કેવી રીતે ચુકી ગયો તે મારો દેવ જાણે.

નાયક : તારામાં ભેજું નથી. આત્મવિશ્વાસ વગર માણસ કાંઈ ન કરી જાણે, કદીએ નહીં.

મહાદેવ : મારી બે કુકરી રાજા થઈ ગઈ'તી અને તારી તો એક જ હં. હં.

બબલો : હોશિયારી હોય તો એક પણ બસ છે, તું આગળ ચલાવ.

કાળુજી : તમે બાજી હારી ગયા, મહાદેવ !

મહાદેવ : તું તારું કામ કર. સમજ્યો; જીભડી બંધ રાખ.

સંતોષ : જીત–પણ ફેદીયાની.

નાયક : એક ટકો મને આપી દો. મારે એક ટકાની એ શી જરૂર છે ?

[રસોડામાંથી લક્ષ્મણ દાખલ થાય છે.]

લક્ષ્મણ : કેમ, પઠાણને ખંખેરી લીધો ! હવે જઈ ને તાડી પીશો. —મને લાગે છે....

ઉમરાવ : ચાલો અમારી સાથે

સંતોષ : તમે તાડી પીઓ પછી કેવાક લાગો છે, તે મારે જોવું છે.

લક્ષ્મણ : અત્યારે લાગું છું એના કરતાં તો સારો નહી જ લાગું.

નાયક : ચાલો, દાદા, જરા ગાયન ગાઈશું.

લક્ષ્મણ : કયાં ગાયનો ?

નાયક : કવિતાઓ–તમે જાણો તો છો.

લક્ષ્મણ : ઓહ કવિતાઓ–મારે કવિતાઓની શી જરૂર છે ?

નાયક : કવિતાઓ હસાવે છે—કોઈક વખત ગમગીન પણ બનાવી દે છે.

સંતોષ : એ ગવૈયા આવે છે કે? (સંતોષ અને ઉમરાવ જાય છે)

નાયક : આ આવ્યો; હું તમને પકડી પાડીશ: જુઓ, દાદા! આ એક કવિતામાંથી પહેલી કડી...ભૂલી ગયો...હં...હં...ભુલી ગયો...(કપાળ કુટે છે.)

બબલો : આ લો, લેતા જાવ; તમારો રાજા મરી ગયો. હવે ચલાવો.

મહાદેવ : કાળું થાય, મેં ખોટી કાંકરી ચલાવી.

નાયક : પહેલાંના વખતમાં જ્યારે મારૂં શરીર દારૂથી ખવાઈ ગયું ન હતું, ત્યારે હું પૂરબહારમાં કવિતા ગાતો'તો. જોનારા દિંગ થઈ જતા. "વન્સમોર" મળે. "વન્સમોર" એટલે શું એ તમને નહીં સમજાય. વન્સમોર એ તો નશો છે, દાદા! હું સ્ટેજ ઉપર આવી આમ ઊભો રહેતો (લટકો કરી ઊભો રહે છે) હા આમ ઉભો રહેતો અને (ભૂલ વાર પછી) અત્યારે યાદ નથી આવતું, એક હરફ યાદ નથી આવતો. મને ખુબ ગમતી એ કવિતા મારે ગાવી છે. પણ અત્યારે ગવાતીજ નથી. કેટલી કમનસીબી! ખરું કે!

લક્ષ્મણ : : તમને ગમતી કવિતા ભુલી ગયા હો તો તે ખરાબ તો ખરું જ ને! આપણને ગમતું હોય તેમાં જ આપણો આત્મારામ હોય છે.

નાયક : મેં તો મારા આત્મારામને ઘોળી પીધો છે, દાદા! હવે આત્મારામ નથી રહ્યો. કારણ મારામાં મારો જાતવિશ્વાસ નથી. હવે મારૂં આવી બન્યું છે.

લક્ષ્મણ : કેમ આવી બન્યું છે? દવા લો, સારવાર કરો; મને ખબર પડી છે કે સરકારે દારૂબંધી માટે હવે દારૂડીઆઓની સારવાર કરવાનું માથે લીધું છે. પૈસા લગારે ખરચવાના નહી. દારૂડીઆઓ માટે ખાસ દવાખાનાં ઉઘાડયાં છે, કે જેથી એ બધાની મફત સારવાર થાય. સરકારે નકકી

કર્યું છે; દારૂડિયાઓ સારવાર કરાવવા આવે તેથી સરકાર ખુશ રહે છે. તમે પણ જરા એક વાર અજમાયસ કરો; સીધા જ ત્યાં પહોંચી જાવ.

નાયક : (વિચાર કરી) ક્યાં જાઉં ? દવાખાનું ક્યાં છે ?

લક્ષ્મણ : શહેરમાં છે. ગામડાઓ કરતાં શહેરોમાં દારૂની લત ખૂબ હોય છે. એ દવાખાનાનું નામ...એ દવાખાનાને કે' છે... કંઈ હરકત નહી. નામ તો હું આપીશ; ફક્ત થોડા વખતમાં તૈયાર થઈ જાવ. તાડી બાડીના છાપરે હમણાં મુદ્દલે ન જતા. ખૂબ મક્કમ થઈ દારૂ ન પીવાની ઇચ્છા કેળવજો. પછી દારૂની આદતમાંથી સુધરી જશો. તમને જીવન મળશે. બિલકુલ નવું જીવન; કેવું સરસ ! દોસ્ત, મક્કમ થઈ જાવ અને તાકીદે વિચાર કરી નાખો.

નાયક : (સ્મિત કરતો) નવું જીવન મંગળાચરણથી તે અંત સુધી; બહુ જ સરસ હા, હા, ફરી જીવી નાંખું. (હસતો) અલબત્ત હું નવું જીવન શરૂ કરી જ શકીશ. ચોક્કસ હું શરૂ કરી દઈશ. તમને નથી લાગતું ?

લક્ષ્મણ : કેમ નહી ? ખરેખર, માણસ ધારે તે કરી શકે.

નાયક : (વિચારમાંથી એકાએક જાગી) તમે કંઈક વિચિત્ર માણસ છો. આજ લગી (સીસોટી વગાડતાં) આજ લગી બુઢ્ઢાજી—(જતો રહે છે.)

અનાર : દાદા.

લક્ષ્મણ : શું છે ? લાડકી બેટી.

અનાર : મારી જોડે વાતો કરોને.

લક્ષ્મણ : (અનાર પાસે જઈને) ઠીક, ચાલ વાતો કરીએ.

[ કાળુજી દાખલ થાય છે ચારે બાજુ ફાંફા મારે છે. અનાર પાસે જાય છે, તેની સામે

જોઈ રહે છે અને કાંઈ વાત કરવી હોય તેવો અભિનય કરે છે.

**લક્ષ્મણ** : શું દોસ્ત !

**કાળુજી** : (ધીમે અવાજે ) કંઈ નહીં અમથો ( પડાળી તરફ ધીમે પગે જાય છે. ઉંબરે ઘડીક થંભે છે અને જતો રહે છે.)

**લક્ષ્મણ** : ( કાળુજીને જતો, થોડી વાર જોઈ રહીને ) તારું દુઃખ એનાથી સહ્યું જતું નથી.

**અનાર** : એમના સિવાય પણ મારે ઘણી વાતો વિચારવાની છે:

**લક્ષ્મણ** : તને એ મારઝુડ કરતો હતો !

**અનાર** : જનાવરની જેમ; એમના મારે આ ખાટલે પડી છું.

**બબલો** : મારી ઘરવાળીનો એક રાખેલો'તો; જુગાર રમવામાં તો એ એક્કો—

**અનાર** : મારી જોડે જ વાતો કરો, દાદા ! હું માંદી મુઈ છું.

**મહાદેવ** : હં.

**લક્ષ્મણ** : એ તો ઠીક છે. દીકરી, માણસ જનમે છે કે મરવાની ક્રિયા ચાલુ જ થઈ જે જાય છે; ત્યારે તો મરી ગયો એમ કહીએ છીએ, ભૂતકાળ વાપરીએ છીએ. કારણ મરવાની ક્રિયા પૂરી થઈ ગઈ. અત્યારે તો સારા થવાની જ આશા રાખવી. દીકરી ! ત્યાર પછી કોઈ ડર જ નહીં રહે–કશો જ ડર નહીં–હા–મૃત્યુ પછી કેવળ શાંતિ અને શાંતિ ! અને તારે કશું જ કરવાનું નહી. ફક્ત જવાનું; મૃત્યુ બધું જ શાંત કરી દે છે. મોત તો માણસ માટે માની ગોદ જેવું છે. થાકીએ એટલે એની ગોદમાં માથું મૂકી દઈએ અને આપણને તદ્દન આરામ મળે. લોકો પણ આમ જ કહે છે. તું જ કહેને દીકરી ! આ જગતની જંજાળમાં આપણને શાંતિ જ ક્યાં મળવાની ?

[ વેલજી દાખલ થાય છે; એ જરાક ઘેનમાં

ઘેરાયલો છે, અસ્તવ્યસ્ત દેખાય છે. બારણા આગળના એક ખાટલા ઉપર બેસી જાય છે. શાંત અને સ્થિર બેસી રહે છે. ]

અનાર : દાદા, ત્યાં પણ જમના માર ખાવા પડશે?

લક્ષ્મણ : ના દીકરી, એવું કંઈ જ ત્યાં ન મળે. મારું કહ્યું માન, ત્યાં ચિર શાંતિ! બીજુ કંઈ જ નહી. જમ તને ભગવાન પાસે લઇ જશે અને કહેશે "હે પરમેશ્વર આ આપની ભગત અનાર"—

મહાદેવ : ત્યાં જમ શું કહેશે એની તમને કેવી રીતે ખબર પડી?

[ મહાદેવના અવાજે વાલજી માથું ઉંચુ કરે છે અને સાંભળે છે ]

લક્ષ્મણ : હું કહું છું એમ જ છે, હવાલદાર સા'બ!

મહાદેવ : ( માર્દવવાળા સ્વરે ) સમજ્યો, આવું કહેવાનો તો તમારો ધંધો છે. હજી હું હવાલદાર નથી થયો.

બબલો : ઓત્તારી!

મહાદેવ : ઓત્તારી! [ ચાળા પાડે છે ]

લક્ષ્મણ : અને પરમેશ્વર તારા તરફ દયાભીની નજર નાંખશે અને કહેશે. "આ અનારને તો હું જાણું છું." પછી કહેશે "અનારને મારા ઊંચામાં ઊંચા સ્વર્ગે લઈ જાવ. એને ખૂબ શાંતિ આપજો. અનારની જિંદગી બહુ દુખી હતી. બિચારી કંટાળી ગઈ હતી. અનારને શાંતિ આપજો."

અનાર : ( શ્વાસ ઘુંટતી. ) ઓહ, દાદા! જો એમ જ હોય ને મને ત્યાં આરામ જ મળવાનો હોય તો......મને...... કશું જ દુખ નથી લાગતું.

લક્ષ્મણ: જરાકે દુખ નહી લાગે, તારે શ્રદ્ધા રાખવી; આનંદમાં રહી, ભય છોડી દઈશ, તો મોત રમત છે. મે કહ્યું નહી,

આપણા જેવા માણસ માટે મોત તો બાળકની માતા જેવું છે.

અનાર : કદાચ હું સારી થઈ જાઉં તો—

લક્ષ્મણ : (વ્યંગથી) શેને માટે? વધારે માર ખાવો છે?

અનાર : ના, રે ના; પણ આ એક વેળા જીવી જાઉં—થોડા દા'ડા—જો ત્યાં શાંતિ મળવાની હોય તો અહીંનું અહીં હું ધીરજથી બધું જ સહન કરી શકીશ. હા, દાદા! સહન થશે.

લક્ષ્મણ : ત્યાં તો શાંતિ વગર બીજું કાંઈ ન મળે, ફક્ત—

વેલજી : (ઉભો થઈ) બરોબર છે કે આવી વાતો આવા ટાણે?

અનાર : (ભયભીત અવાજે) ઓ ભગવાન!

લક્ષ્મણ : આવો નવજવાન—

મહાદેવ : કોણ ત્યાં ભટકે છે?

વેલજી : (એની પાસે જઈ) હું ભટકું છું, કેમ?

મહાદેવ : અહીં ભટકવાનું નથી. થોડી મલાજા રાખવી જોઈએ.

વેલજી : મુરખ છો. મહાદેવ મામા, ઓહો, ઓહો.

લક્ષ્મણ : (વેલજીને ધીમે અવાજે) એ ભાઈ! અવાજ નહીં—ઘોંઘાટ નહીં—આ બાઈ અહીં મરી રહી છે. એના હોઠ આ દુનિયા માટે બીડાઈ ગયા છે, હવે ધાંધલ નહી.

વેલજી : તમે કહો છો, દાદા, તો હવે ધાંધલ નહી કરું. તમે ખરા છો; તમે ઠીક જુઠાણું ચલાવી શકો છો. છતાં એ જુઠાણાં સાંભળવાં ગમે તેવાં હોય છે. મને તો તમારા જુઠાણાં બહુ ગમે છે. તમે કહે જ. આ જગત ઉપર આપણને ગમે તેવું બહુ જ થોડું છે

બબલો : ખરેખર, અનારની છેલ્લી ઘડી છે?

લક્ષ્મણ : તે ઢોંગ કરતી હોય તેવું તો નથી લાગતું!

બબલો : બલા ગઈ. ઠીક છે કે હવે એ ઉધરસ ખાવાનું બંધ કરશે. એની ઉધરસ અમને બધાને ખલેલ કરતી હતી.

મહાદેવ: છોકટા ! તારું કાળું થાય.

વેલજી : મહાદેવ!

મહાદેવ: હું તારો મહાદેવ નથી.

વેલજી : મહાદેવવાળા ! ખરેખર નારાયણી માંદી રહે છે?

મહાદેવ: તારે એની શી લેવાદેવા છે?

વેલજી : હવે કહો છો કે નહી કે વારાસણી એને ખુબ મારઝુડ કરે છે?

મહાદેવ: એની પણ તારે લેવાદેવા નથી. એ તો ઘરનો ઝગડો છે, એમાં તારી શી મતલબ છે?

વેલજી : મારી મતલબની વાત વિસરી જાવ. મારી મતલબની વચ્ચે આવશે તો નારાયણીનું મોં પણ જોવા નહી મળે.

મહાદેવ: (રમત છોડી દઈ) શું છે? તને ખબર છે કે (હાથ પકડવા જાય છે) કોની વાત કરે છે? મારી ભાણી તારી......ચોર નહીં તો!

વેલજી : ચોર હોઇશ પણ તમે મારો હાથ કદી ઝાલ્યો?

મહાદેવ: તો ઊભો રહે; હાથ ઝાલીશ. વાર નહીં લાગે.

વેલજી : મને જો પકડ્યો છે તો તમારા આખા કુટુંબને ભારે થઈ પડશે. તમને તો લાગતું હશે કે અદાલતમાં હું મૂંગો મરીશ! મારા જેવા વરૂ પાસે ભલાઇની આશા રાખશો મા! મને ચોરી કરવાનું કોણ શિખવતું હતું? જગ્યાઓ કોણ બતાવતું હતું? કાશીનાથ અને એની વહુ. મારી ચોરીના મુદ્દાઓમાં ભાગ કોણ રાખે છે? કાશીનાથ અને એની વહુ.

મહાદેવ : જૂઠો! અદાલત આ કંઈ નહીં માને.

વેલજી : અદાલત કેમ નહીં માને? સાચું છે. પછી તમને પણ આની વચ્ચે ઘસડી જઈશ. હા, તમને બધાને તારાજ કરી નાખીશ. બધાડાઓ! તમે જશો!

મહાદેવ : ( હબક ખાઈ ને ) જૂઠું...જૂઠું...બોલે છે. તદ્દન જૂઠું. મેં તમે ક્યાં હેરાન કર્યો છે? હડકાયો નહી તો?

વેલજી : હેરાન ન કર્યો હોય તો ભલું પણ ક્યારે કર્યું છે?

લક્ષ્મણ : આહા.........હા...

મહાદેવ : બેની વચ્ચે ડખલ કરો છો? તમારે આની સાથે લેવાદેવા ન મળે! આ તો અમારાં કુટુંબનો ઝગડો છે.

બબલો : ( લક્ષ્મણને ) છોડોને; એ તમને કે મને ક્યાં રવાની વાતો કરે છે?

લક્ષ્મણ : ( નમ્રતાથી ) એ તો હું જાણું છું. હું તો આટલું જ કહું છું કે આદમી આદમીનું ભલું ન કરે એ તો ભૂંડું જ કહેવાય.

મહાદેવ : ( લક્ષ્મણના કહેવા સામે આંખ આડા કાન કરી )ઠીક છે. એ તો અહીંના બધાને હું ઓળખું છું. તમને કોણ ઓળખે છે? ( ધુરકીયાં કરતો ચાલ્યો જાય છે. )

લક્ષ્મણ : બિચારાનો મિજાજ જતો રહ્યો; ઓહોહો–હો–હો તમારે ત્યાં તરેહ તરેહના માણસો છે. દોસ્તો!

વેલજી : એ તો વારાસણીને ફરિયાદ કરવા ગયો છે.

બબલો : વેલજી; હવે ઘેલાં ન કાઢ. તારી બા'દરી બતાવવાનો કશો અરથ છે? અલ્યા જગતમાં લાકડાં ફાડતાં હોઈએ ત્યાં બા'દરી કામ પણ લાગે પણ એ બા'દરી બરબાદ જવાની; તારો તો હાડીઓ પીસી નાંખશે.

વેલજી : અમે તો રજપૂત તે એમ સે'જમાં થોડુંજ નમતું આપશું? અને લઢવુંજ હોય તો આ બાવડાં સાબુત છે.

લક્ષ્મણ : ઓ મારા વીર! અહીંથી જવાનો જ વીચાર કરોને ભાઈલા!

વેલજી : ક્યાં જાવું, તમે જ બતાવોને!

લક્ષ્મણ : આફ્રિકા–આફ્રિકા જા. યુરોપ જા.

વેલજી : હા ! એ ઠીક છે. ના...ના...આપણે તો સરકાર પોતાના પૈસા ખરચીને દેશપાર કરે–તરીપારકરે તેનીજ રાહ જોવાના.

લક્ષ્મણ : મારું તો કાંક સાંભળ ભઇલા. આફ્રીકા જા, યુરોપ જા; ત્યાં કાંક નવો રસ્તો દેખાશે. તારા જેવા માણસની ત્યાં બહુ જરૂર છે.

વેલજી : મારું જીવતર તો ભાંગીને ભુકકો થઇ ગયું છે; મારા બાપનું આખું આયખું એ ઓતરાતી દીવાલોમાંજ વીતેલું; મને પણ જેલપંખીડું બનતાં એમણે શીખવાડ્યું. મને લોકો ચોરનો દીકરો–ડાકુનો દીકરો–બદમાસનો બેટો–કે'તાતાં ત્યારેતો હું ગુંઠણીએ માંડ ચાલતા શીખ્યો'તો; એવડો હતો.

લક્ષ્મણ : ઠીક એ બધું; આફ્રિકા મજાનો દેશ છે. રૂપાળો, સોનાનો મુલક છે. તારા જેવા પહાડી નવજવાનને ત્યાં જતાં પાંચ પકવાન મળ્યાં એમ લાગશે.

વેલજી : આ જૂઠાણાં શીદ હાંકો છો, બુઢ્ઢાજી ?

લક્ષ્મણ : શેનાં ?

વેલજી : કેમ એકદમ બહેરા થઈ ગયા ? જૂઠું શીદ બોલો છો, મારા દાદા ?

લક્ષ્મણ : હું વળી ક્યાં જૂઠું કહું છું ?

વેલજી : અહીંયાં સરસ છે, અને ત્યાં રૂપાળું છે, એમ તો કો'છો ને ? પણ તમને તો ખાત્રી છે કે આ તૂત જ છે ?

લક્ષ્મણ : તો મારામાં વિશ્વાસ રાખી તારી મેળે ત્યાં જઈ આવ. ખાત્રી કરી આવ અને પછી મને કે'જે; મારા ભાઈલા. અહીં વળગી રેવાથી તારો શો દા'ડો વળશે ? તારે મોટા સતવાદીના પૂછડાંની શી જરૂર છે. આ અમે જે સત્યને ઓળખીએ છીએ, તે એક દા'ડો તું એ ઓળખીશ અને ત્યારે તો કુહાડાના ઘા જેવું લાગશે.

વેલજી : એની શી પરવા છે? છોને કુહાડાના ઘા જેવું લાગે.
લક્ષ્મણ : તમેય વિચિત્ર છો. હાથે કરી શીદ મરવા માંગો છો?
બબલો : તમારી બધી વાતો મને નથી સમજાતી, વેલજી! તારે શું સાચું જાણવું છે અને શાને માટે? તને તારે માટે સત સમજાય એટલે થયું. દરેક પોતાનું સત સમજે છે.
વેલજી : ચુપ કર, બબલા, વચ્ચે માથું ના માર; મારે એમની પાસેથી જાણવું છે. બુઢાજી. સાંભળો, ભગવાન છે?

[ લક્ષ્મણ અનુત્તર રહી સ્મિત કરે છે. ]

બબલો : નદીના પાણી પર તરતાં ખપાટીયાંની માફક લોકો જીવે છે.
વેલજી : ઠીક; ભગવાન દુનિયા પર છે? જવાબ આપો!
લક્ષ્મણ : તમને શ્રદ્ધા છે? તો ભગવાન છે. શ્રદ્ધા ન હોય તો નથી. તમને તેની શ્રદ્ધા હોય તો હયાતી ધરાવેજ છે.

[ વેલજી ગુંચવાઈ જઈ લક્ષ્મણ સામું તાકી રહે છે. ]

બબલો : હું ચા પીવા જાઉં છું, હાલો તમે બે જણા,
લક્ષ્મણ : આમ કેમ જોઈ રહ્યા છો?
વેલજી : ઉભા રહોને--તમે શું કહો છો?
બબલો : તો હું એકલો જાઉં છું.

( એ બારણા પાસે જાયે છે. વારાસણી પ્રવેશે છે.)

વેલજી : તો તમારું એમ કહેવું છે કે...
વારાસણી : નારાયણી અંદર છે?
બબલો : ના ( જતો રહે છે. )
વારાસણી : ( અનાર પાસે જઈ ) હજી જીવે છે?
લક્ષ્મણ : એ મા! એને ના સતાવો.
વારાસણી : તમે અહીં આંટા મારો છો શા માટે?
લક્ષ્મણ : જરૂર પડે મારે અહીં રહેવું છે.
વારાસણી : ( વેલજીની ઓરડી તરફ જતાં ) વેલજી, મારે તમારી

સાથે વાત કરવી છે. ( વેલજીની ઓરડીમાં જાય છે. લક્ષ્મણ ખૂબ સૂચકતાથી ખાટલા ઉપર ચઢી અભરાઈ ઉપર ચઢી જાય છે. ) આવો આવો, વેલજી.

વેલજી : મારે નથી આવવું.

વારાસણી : ( બહાર આવી ) કેમ નથી આવવું? આમ મારી જોડે શા માટે ઝગડો કરે છે?

વેલજી : મને દુઃખ થાય છે. આ બધાથી હું થાકી હારી ગયો છું.

વારાસણી : મારાથી પણ થાકી હારી ગયા છો?

વેલજી : હા તારાથી પણ થાક્યો છું.

[લૂગડાનો છુટો છેડો કમર પર ભેરવી વારાસણી એનો હાથ છાતી સરસો ચાંપે છે. અનારના ખાટલામાં ડોકું કરે છે અને વેલજી પાસે પાછી આવે છે ]

ઠીક તમારે કાંઈ કહેવું હોય તો...

વારાસણી : મારે શું કહેવાનું હોય! તમને ગમ્યું જ એવું દબાણ તો થોડું જ કરી શકું! કોઈની ભીખ માગવી મારા સ્વભાવમાં નથી. સાચું બોલ્યા; તમારો આભાર.

વેલજી : શું સાચું બોલ્યો?

વારાસણી : કે તમે મારાથી પણ થાકી હારી ગયા છો? કે એ પણ જૂઠું છે? ( વેલજી મુંગો એને જોઈ રહે છે. એ તેની પાસે જાય છે. ) મારા તરફ કેમ જોઈ રહ્યા છો? મને ઓળખતા નથી?

વેલજી : ( નિસાસો નાખી ) વારાસણી, તું ખૂબ સુંદર છે. ( વેલજીને અડકવા વારાસણી જાય છે, વેલજી ખસી જાય છે ) પણ તું મારું હૈયું હાથ નથી કરી શકી. હું તારી સાથે જીવ્યો અને જીવી જે કરવાનું હતું તે કર્યું, પણ મેં એની દરકાર કરી નથી.

વારાસણી : ( ધીમા અવાજે ) સમજી ! પછી ?

વેલજી : પછી ? હવે આપણી પાસે વાત કરવા જેવું પણ કશું રહ્યું નથી. હવે મને છોડી દે.—

વારાસણી : તમે બીજી કોઈ જોડે લપટાયા છો ?

વેલજી : એ બધાની શી પંચાત ? મારે બીજી જોડે ઘરઘરણું કરવું હશે તો તને ગોરાણી નહીં બનાવું.

વારાસણી : હવે કાલા ન થાવ. કદાચ હું તમને મનગમતી આણી આપીશ.

વેલજી : કોની વાત કરે છે ?

વારાસણી : જેની વાત કરું છું તે તમે જાણો છો. ( મૌન ). ઠાલા ઠાલા ઢોંગ શીદ કરો છો ? વેલજી, હું તો સાદી સીધી સ્ત્રી છું (અવાજ ધીમો કરી) તમે મને ભલે દુ:ખી કરી, પણ હું મૂંગી નહીં મરું. વગર કારણે કે વિના વાંકે તમે તો મને ચાબુકે ફટકારી છે. તમે તો મને કહેતા કે તમારા હૈયામાં હુંજ કોતરાઈ રહી છું. અને એકાએક......

વેલજી : એકાએક કશું જ નથી થયું. આવું મને ઘણા લાંબા કાળથી લાગતું હતું, વારાસણી ! તારામાં અંતર જેવું કશું જ નથી. સ્ત્રીને તો અંતર હોવું જોઈએ. અમે પુરુષો તો જનાવરો છીએ. અમને તો તમારે તાલીમ આપવી જોઇએ. સ્ત્રીઓએ દોરવણી આપવી જોઇએ. મને શા રીતની દોરવણી તેં આપી છે ?

વારાસણી : થઈ ગયું તે થઈ ગયું. આપણે આપણી મનની લાગણીઓ દાબી ન શકીએ; તમને મારે માટે લાગણી ન હોય તો થઇ રહ્યું. હવે એમજ ચાલશે...

વેલજી : ઠીક છે, એમજ વાત છે ને તો આપણા મારગ હવે મોકળા છે; ધાંધલ ધમાલ વગર સૌ સૌને મારગે પડી જઇએ.

વારાસણી : ના જરા ઊભા રહો. એમ બધું જ નહીં પતે હું,

તમારી જોડે રે'તી હતી ત્યારે તો તમારી મદદ વગર એક પળ નો'તી જતી. તમે મને મારી જિંદગીના ભમરીયા કૂવામાંથી કાઢશો તેમ આશા રાખતી હતી. મને મારા ધણી પાસેથી છોડાવો, મારા મામા પાસેથી છોડાવો, મારે આખી જિંદગીનો છુટકારો જોઈએ છે. કદાચ તમારે માટે લાગણી મને નહીં હોય પણ તમારામાં રાખેલી મારી આ આશા–મારા એ વણુતુટેલા વિચારોને–લાગણીને હીંચકે હીંચોળતી હતી. સમજાય છે? તમે મને છોડાવશો તેના રાહ જોતી હતી.

વેલજી : હુ......હું માણસ નથી. મેં તારી રીતે ખૂબ વિચાર કર્યો છે. તું મારા કરતા વધારે હુંશિયાર અને સમજદાર છે, ખરું? નહી?

વારાસણી : (તેની નજીક નીચા વળી) વેલજી, ચાલ આપણે એક-બીજાને મદદ કરીએ

વેલજી : કેવી રીતે?

વારાસણી : (ધીમેથી પણ મક્કમ અવાજે) હું જાણું છું કે તમે મારી બહેનને માટે તલસો છો.

વેલજી : એટલે તો તું જનાવર જેમ વર્તી રહી છે, આખો દા'ડો એને મારઝૂડ કરે છે. જોજે, હાં, હવે હાથ ઉપાડતાં વિચાર કરજે.

વારાસણી : ઊભા રહો, તપી ન જાવ. આ બધું જ બેળે બેળે ઠેકાણે કરી શકીશ, તમારે નારાયણી જોડે લગ્ન કરવું છે? બહુ સારું, એને પરણજો. તમને હું પૈસા પણ આપીશ. લગભગ ત્રણુસો જેટલા રૂપિયા; પછી બીજા આવશે ત્યારે વધારે આપીશ.

વેલજી : (એનાથી દૂર જતાં) એક ઘડી ઊભી રહે, તો એ શાને માટે? તારો શો વિચાર છે?

વારાસણી : મારા ધણી પાસેથી છોડાવ. મારો ગળાફાંસો દૂર કર.

વેલજી : ( શાંતિથી સીસોટી વગાડે છે ) તો એમ વાત છે? સમજ્યો, તારે માટે બધું જ ચોખ્ખું થઈ જાય, તારો ધણી જમને ઘેર જાય, હું કાળા પાણીએ જાઉં, અને તું તારે—

વારાસણી : ના, વેલજી, કાળા પાણીએ શા માટે ? એ કામ તમારે નથી કરવાનું. બીજા પાસે કરાવો, અને તમે કરો તો પણ કોણ જાણવા બેઠું છે ? નારાયણીનો વિચાર કરો. તમારી પાસે પૈસા પણ આવશે. પૈસા લઈ આફ્રિકા ગમે ત્યાં જતા રે'જો, મને મારા જીવતરમાં છુટકારો મળશે અને મારી બહેન મારાથી દૂર રહે તેમાં જ તેનું ભલું છે. હું એના સામું જોઈ શકતી નથી. તમારે લીધે હું એના પર ગુસ્સે થાઉં છું. અને મારી જાત મારા હાથમાં નથી રહેતી, હું દુ:ખ દઉં છું, મારું છું, ઝુડું છું. એટલી સખ્ત મારું છું કે મને પોતાને એને માટે દયા આવે છે, પણ હું મારું છું અને માર્યા જ કરીશ.

વેલજી : ચૂડેલ ! તું તો ચૂડેલ છે, તું તો બણગા માર્યાં કરે છે.

વારાસણી : બણગા નથી મારતી, હું સાચું કહું છું, વિચાર કરો વેલજી ! કારણકે એના લોભને થોભ નો'તો. માંકડની માફક એ મારું લોહી પીએ છે, ચાર વરસથી મારું લોહી પીએ છે, છતાં ધરાયો નથી. એ કઈ જાતનો ધણી મુઓ છે ? નારાયણીને પણ પીડે છે, અને મેણાં મારે છે. એને ભીખારણ કહે છે, એ તો દરેકને માટે ઝેર જેવો છે.

વેલજી : આ બધું બોલે છે તે તારી ચાલાકી છે.

વારાસણી : મારું કહેવાનું ચોખ્ખું ચટ છે. મૂર્ખા હોય તેજ એકલા ન સમજે.

[વારાસણીનો પતિ કાળીદાસ ચુપકીદાથી દાખલ થાય છે. ચોર પગલે આગળધે છે. ]

વેલજી : ( વારાસણીને ) ઠીક હવે તું જા.

વારાસણી : વિચાર કરી જોજે ( કાળીદાસને જોઈને ) અહીં કેમ આવ્યા ? મને શોધવા આવ્યા છો ?

[ વેલજી ટટાર થઈ જાય છે અને એક હીંસક પશુની માફક કાળીદાસને જોઇ રહે છે. ]

કાળીદાસ : હું છું. હું છું, તમે એકલાં જ છો ? ઓહ, ત્યારે તો ઠીક ઠીક વાતો-ગમત ચાલી હશે.

(એકાએક પગ પછાડે છે અને ડરડાતા અવાજે બરાડા પાડે છે) વારાસણી ડાકણ, વંઠેલે,

(વેલજી અને વારાસણી સહેજપણ સળવળ્યા વગર એના તરફ જોઈ રહે છે. એ પણ પોતાના અવાજથી પોતે ભય પામે છે. )

ભગવાન મને માફ કરજે. વારાસણી, તેં તો મને ફરી પાપમાં નાખ્યો. દરેક ઠેકાણે તને શોધી વળ્યો ( ફરી બરાડો પાડી ) સુવાનો વખત થયો, કોડિયામાં દીવેલ પૂરવાનું પણ ભૂલી ગઈ છે ? કુબ્જા, ચુડેલ.

( એના ધ્રૂજતા હાથ વારાસણી પર ઉગામે છે. વારાસણી ધીમેથી પડાળી તરફ ચાલવા માંડે છે. વેલજી તરફ પાછળથી જોઈ રહી છે. )

વેલજી : ( કાળીદાસને ) ચાલ્યો જા, અહીંથી દૂર થા.

કાળીદાસ : ( બરાડો પાડી ) આ તો મારું ઘર છે. તું અહીંથી ચાલ્યો જા. ચોર બદમાસ.

વેલજી : ( ધીમે અવાજે ) ચાલ્યો જા કાલીદાસ.

કાળીદાસ : મને મારીશ ? જતો રહું છું, જતો રહું છું.

[ કાળીદાસને ગળેથી પકડી ઘસડે છે. ખૂબ હચમચાવી મૂકે છે. અભરાઈ ઉપરથી શિયાળની

ચીસ જેવો અવાજ આવે છે. વેલજી કાળીદાસને છોડી દે છે. કાળીદાસ પડાળીમાં દોડી જાય છે. ]

વેલજી : ( ખાટલા ઉપર કૂદકો મારી ચઢી જઈ ) ઉપર કોણ છે ? અભરાઈ ઉપર ?

લક્ષ્મણ : ( ડોકિયું કરીને ) શું છે ?

વેલજી : તું ?

લક્ષ્મણ : ( સ્વસ્થતાથી ) હું છું, બીજો કોઈ નહીં. ઓ મારા રામ, ભગવાન.

વેલજી : ( પડાળીનું બારણું બંધ કરે છે. આગળો આમ તેમ શોધે છે પણ જડતો નથી. ) મુઓ આગળો જડતો નથી. નીચે આવો, બુઢાજી.

લક્ષ્મણ : આવું છું. સીધો સમો ! ( નીચે આવે છે )

વેલજી : ઉપર કેમ ભરાયા હતા ?

લક્ષ્મણ : બીજે ક્યાં ભરાઈ શકાય તેમ છે ?

વેલજી : પણ તમે દેખાતા તો ન હતા–.

લક્ષ્મણ : મારા જેવા ઘરડા માણસને જરા હુંફાળી જગા વધારે માફક આવે.

વેલજી : તમે આ બધું સાંભળ્યું ?

લક્ષ્મણ : સાંભળ્યું. સાંભળ્યા વગર કેવી રીતે કહી શકાય ? દુઃખ એ છે કે હું બહેરો નથી; તારું શું થવા બેઠું છે ? છોકરા ! તારું શું થવા બેઠું છે ?

વેલજી : ( વહેમથી ) શેનું શું થવા બેઠું છે ?

લક્ષ્મણ : આ હું અભરાઈએ ચઢી ભરાયો તેનું.

વેલજી : ત્યાં શું ખાંખા ખોળા કરતા હતા ?

લક્ષ્મણ : ત્યાં હુંફ હતી. બેટા ! વળી પાછું મેં માન્યું કે પેલો માણસ ભૂલમાં મારા બુઢ્ઢાને ગળું દબાવી મારી નાખે.

વેલજી : હા, મેં તો એ ઠચરને મારી જ નાખ્યો હોત. મને એના પર દાઝ છે.

લક્ષ્મણ: મારી નાખવા જેવું કશું જ રહેતું નથી. કોઈ પણ મારી નાખી શકે. લોકો ઘણી વાર એવી ભૂલ કરે છે.

વેલજી : (હસતાં) કહોને તમે એકદવાર એવી ભુલ કરી છે. ?

લક્ષ્મણ: તો હું કહું તે સાંભળ બેટા! પેલી સ્ત્રીથી હવે તું આઘો રે'જે. તેને તારી પાસે ન આવવા દેતો; સ્વપ્નામાં પણ નહીં; એના ધણીનું કાસળ કાઢી નાખશે; સતી શિરોમણિ બની તારે માથે આળ ચઢાવશે. મારું માન, એ ડાકણનું કશું સાંભળીશ જ નહી. મારા માથા સામું જો; જો; તાલ પડી ગઈ છે. મારા માથે સરસ ચકચકતા વાંકડિયા વાળ હતા ત્યારે ઘણી સ્ત્રીઓને જોઈ કાઢી છે. અને આ વારાસણી તો નાગણ કરતાંય વધુ ભૂંડી છે.

વેલજી : એવું કંઈ બોલવાની જરૂર નથી.

લક્ષ્મણ: હું કહું તેજ તું સાંભળ. જો તને ગમતી જે કોઈ છોકરી હોય–આ એનું બાવડું પકડી તું તારે રસ્તે પડી જા. અહીંથી ચાલ્યો જા. જેટલું જલદી જતા રહેવાય તેટલું જલદી.

વેલજી : (ગંભીરતાથી) જે લોકો તેમને પામવા તલસે છે તેમને હું હરાવી તો ન શકું–ફક્ત એટલુંજ કહું છું કે આ તમે કહ્યું તે માનું છું; હું કંઈજ સમજી શકતો નથી.

લક્ષ્મણ: એમાં સમજવાનું શું છે? માણસ પાલવે તે મારગે જીવી શકે છે. આજે ઉપરના બની, આવતી કાલે હીણપતથી. જો તને પેલી છોકરી ગમી જ ગઈ હોય તો એની જોડે ભાગી જા. અને બધી વાતોનો પાર લાવ; નહીતર એકલો ચાલી નીકળ. હજી તું નૌજવાન છે. આશા અને ઉમંગથી જીવન વીતાવવાનો અને લગ્ન કરી નાખવાનો તારી પાસે ઘણો વખત છે.

**વેલજી** : (લક્ષ્મણનો ખભો પકડી) મને કહો જોઈએ; આ બધી શીખામણો આપતાથી તમને શું કાંઈ મળે એમ છે ?

**લક્ષ્મણ**: જરા ઉભો રહે. એ વાત જવા દે; હું જરા અનારને જોઈ લઉં. એને એકદંડીયો શ્વાસ ઉપડયો છે.

[ અનારની પથારી પાસે જાય છે. મચ્છરદાની ઉંચકે છે; હાથ લગાડી તપાસે છેઃ બધું શાન્ત નીહાળે છે.] "હે મારા રામ ! તારી ચરણરજ સમી અનારને શાંતિ આપજે."

**વેલજી** . (સ્વસ્થતાથી) ગુજરી ગઈ ?

(જયાં છે ત્યાંજ ઉભો રહી પથારી ઉપર તાકી રહે છે.)

**લક્ષ્મણ**: (સ્વસ્થતાથી) એના દુઃખનો છેડો આવ્યો, એનો વર કયાં છે ?

**વેલજી** : કદાચ હોટલમાં ગયો હશે.

**લક્ષ્મણ**: એને ખબર આપવા મારે જવું પડશે.

**વેલજી** : (કમકમાટી અનુભવી) મરેલાં માણસ મને જોવાં ગમતાં જ નથી.

**લક્ષ્મણ**: (પડાળી તરફના બારણા તરફ જતાં) એમને જોવા જેવું છેજ શું ! હા જીવતાં માણસો જ આપને ગમવા જોઈએ.— હા જીવતાં માણસો.

**વેલજી** : હું તારી જોડે આવું છું.

**લક્ષ્મણ**: બ્હીક લાગે છે ?

**વેલજી** : મને ગમતું જ નથી.

[ બંને ઉતાવળાં જાય છે. કોઈ નથી; શાંત છે. થોડા વખત પછી પડાળીના દરવાજાની બહારથી, દૂરથી અવાજ આવે છે, અસ્પષ્ટ છે. નાયક દાખલ થાય છે. ]

**નાયક** : (ઉંબરે અટકી બારણુંબંધ કર્યા વગર સાંકળ પકડી બૂમ

મારે છે) એય બુઢાજી! ક્યાં ક્યાં સંતાઈ ગયા છો? મારું ભેજું તાજું થઈ ગયું. સાંભળો (સ્થિર નયને બે ડગ આગળ વધે છે, પછી નાટકી અદાથી ઉભો રહી ગાવા માંડે છે)

પાઘડી સંભાળ બેટા પાઘડી સંભાળ...(૩)
જાલીમે લુંટી લીધો માલ... બેટા પાઘડી
[નારાયણી ભોજક પાછળ બારણામાં દેખાય છે.]
બુઢાજી સાંભળો...
દુનિયાનો દાતાર તું ને તારી ઝેબ કાં ખાલી (૨)
હવે તું ભૂખ્યો અસ્યા ને દુનિયા કરે દીવાળી...પાઘડી

નારાયણી : (હસતાં) તમે ગાઓ છો? ચક્રમ બની ગયા છો!

નાયક : (તેના તરફ ફરી) આહ તમે જ છો! બુઢાજી ક્યાં ગયા મારા વહાલા દોસ્ત બુઢાજી! અહીં કોઈ જાણતું જ નથી. અચ્છા. રામ રામ, નારાયણી, હું રામ રામ.

નારાયણી : (જરા આગળ આવી) તમે મને આવ તો કહ્યું નથી અને રામ રામ કહેવા લાગ્યા.

નાયક : (તેનો માર્ગ રોકી) હું જતો રહું છું, બધું છોડી જતો રહું છું. શરદ અને વસંત આવશે પણ આ બંદા ફરી એક વાર નહીં આવે.

નારાયણી : તમે ક્યાં જતા રહેવાના છો?

નાયક : મારી સારવાર કરાવવા હું એક શહેર ઢુંઢવા જાઉં છું. તમે પણ ચાલો! મુનશીના નાટક "પૃથ્વીવલ્લભમાં" આવે છે "રાગમાં દુઃખ છે; ત્યાગમાં સુખ છે." તમને ખબર છે? દારૂડિયાઓ માટે સારવાર કરવા એક દવાખાનું થયું છે; અદ્ભુત દવાખાનું છે. બધેજ આરસ--જમીન આરસની; ચકચકતા આરસના ચોખ્ખા ઓરડાઓ; ખોરાક બધું જ મફત; હા આરસનુંજ ભોંયતળીઉં; હું આ દવાખાનું શોધવા

જાઉં છું. મારી સારવાર કરાવી, ફરી એક વખત રંગભૂમિ ઉપર આવીશ, હું નવો અવતાર પામીશ. "નરસિંહ મહેતા" નાટકમાં એ ભક્ત ગાય છે "હરિના જન તો મુક્તિ ન માગે." માગે જનમ જનમ અવતાર રે. " નરસૈયાએ ગાયું છે. મારું રંગભૂમિના નટ તરીકેનું નામ ગણપત નાયક. અહીં મારું કોઈ નામજ નથી. નામ ગુમાવવાથી કેટલી હાનિ થાય તે તમને ખબર છે? આજકાલ કૂતરાઓને પણ નામથી બોલાવાય છે.

[ નારાયણી આગળ વધે છે અનારની પથારી આગળ અટકે છે અને જોઈ રહે છે].

નામ રહંતા ઠક્કરો નાણા નવ રહંત.
કીર્તિ કેરાં કોટડાં પાડયાં નવ પડંત. "

**નારાયણી :** જુઓ તો ખરા, આ ગુજરી ગઈ છે.

**નાયક :** ( માથું ધુણાવી ) એ બનીજ શકે નહી.

**નારાયણી :** ( પાછી હઠી તો. ) જુઓ ખરા, ખરેખર.

[ બબલો દરવાજે દેખાય છે. ]

**બબલો :** શું જોવાનું છે ?

**નારાયણી :** અનાર ગુજરી ગઇ.

**બબલો :** (ધીરા અવાજે) એટલે હવે એની ઉધરસ મટી ગઇ. ( અનારના ખાટલા પાસે જાય છે. એના તરફ જોઈ રહે છે. પછી પોતાની જગા તરફ જાય છે ). આની ખબર કાળુજીને કોઇએ આપવીજ જોઇએ. એના વગર એ કામ બીજો કોઈ પતાવી શકે તેમ નથી.

**નાયક :** હું જાઉ છું. હું એને કહી દઇશ. અનાર નામ મટી ગયું.

[ નાયક જાય છે ]

**નારાયણી :** ( બરાબર મધ્યમાં ઉભી રહી ) એક દા'ડો, મારો પણ

**આવોજ નીવેડો આવશે. આમજ ધરતીના એક ખૂણામાં સૌ મને ભૂલી જશે.**

બબલો : (કેટલાંક ચીથરાં તેના ખાટલા ઉપર પાથરતાં) **શું ? તું** શું બબડે છે !

નારાયણી : કંઈ નહી, એ તો અમથી બોલતી'તી.

બબલો : વેલજીની રાહ જુએ છે ? શોધી કાઢ, નહી તો બરડો જ ભાંગી નાખશે.

નારાયણી : કોણુ બરડો ભાંગશે. તેનો ફરક શું પડે ? હું તો ઇચ્છું છું કે એજ ભાંગે.

બબલો : (ખાટલામાં સુતાં) ઠીક તો એ તારે વિચારવાનું છે.

નારાયણી : એ મરી ગઈ એ એક રીતે તો સારું થયું. મને એને માટે બહુ લાગી આવે છે; ભગવાન, તેં એને શા માટે આજ લગી જિવાડી ?

બબલો : મરવાનું તો બધા માટે છે; માણુસ જન્મે છે, થોડો વખત જીવે છે અને મરી જાય છે. હું પણ મરી જઈશ. તું મરી જઈશ એમાં દુખ લગાડવા જેવું શું છે ?

[લક્ષ્મણ દાખલ થાય છે, પાછળ પઠાણુ, ભૈયાજી અને કાળુજી આવે છે. સૌથી છેડે કાળુજી ધીમે ચાલતો હોય છે, એનું માથું નીચે ઢળેલું છે)

નારાયણી : શા–શા–અનાર.

પઠાણુ : માલૂમ હૈ. અલ્લાહ ઇસકી રૂહ આબાદ રખ્ખે ! આખર ગઈ !

ભૈયાજી : (કાળુજીને) ...બહાર લે ચલો...મુદ્દા ન રખો યે કમરામેં

કાળુજી : (ધીમા અવાજે) લઈ લઉં છું.

[બધાજ અનારની પથારી પાસે જાય છે. કાળુજી સૌની પાછળ ઊભો ઊભો અનારને બધાના માથા વચ્ચેથી જોઈ રહ્યો છે].

ભૈયાજી : **ખાનસા'બ, એની બદણુ ફેલ જાય એમ કહો છો ? નહિ. એ જીતી'થી તબ હી બદણુ ફેલ ચૂકી હે.**

નારાયણી : ભલા ભગવાન ! એકનુંયે રૂવાડું હાલતું નથી ? કોઈ આંસુ પાડતું નથી. ? કોઈને દુઃખ તો શેનું જ લાગે ?તોબાહ !

લક્ષ્મણ : છોકરી, એમ શા માટે કહે છે ? એ એમ જ થાય; મરી ગયેલાનો શોક શો કરવો ? છોકરી, છોકરી, આ જીવે છે એને માટે આપણને દુઃખ લાગે છે ? તો પછી મરી ગયેલા માટે આશા જ શી રાખીએ ?

બમલો : (બગાસું ખાતો) અને બીજી વાત; **મોત કાંઇ આપણાં શબ્દોથી ડરતું નથી; મંદવાડને નામ આપી શકો પણ મોતને તો નામ નથી.**

પઠાણ : પુલીસ બુલાવો.

ભૈયાજી : પુલીસ. સચમુચ પુલીસકો ખબર કરી, કાળુજી ?

કાળુજી : ના, આપણે આને દે દેવાના લાકડાંનો વિચાર કરવાનો છે, અને મારી પાસે તો ચાલીસ ફદીયાં છે.

ભૈયાજી : કિસસે લે લો. અપની મરજીસે દે દો, સબ લોક ! પાંચ રૂપિયા મુઝસે લે લો. મગર પુલીસકો મત ખબર કરો. નહીં તો ફેંસલા હો જાએગા કિ ખુન હુવા હે.

( તેના ખાટલા તરફ જઈ પઠાણની બાજુમાં બેસી જાય છે)

નારાયણી : ( બબલાના ખાટલા તરફ જતી ) હું હવે એને સપનામાં દેખ્યા કરીશ, મરી ગયેલાં માણુસો રોજ સપનામાં આવે છે. મને એકલી જતાં બ્હીક લાગે છે. બહાર અંધારું છે.

લક્ષ્મણ : ( તેની પાછળ જતાં ) દીકરી, બીક તો જીવતા માણુસો-નીજ રાખવાની હોય છે, આટલું મારું માનજે.

નારાયણી : દાદા ! મારી જોડે બારણા લગી આવોને.

લક્ષ્મણ : અચ્છા; ચલો, (બન્ને જાય છે.)

પઠાણ : ઓ–હો, હો દોસ્ત, ખાજા સાહેબકા ઓરસ આયેગા, દોસ્ત ! ઝીંદગીમેં આર મજાહ હોગી; સારી જમીન પર રોશન નિકલ આયેગી. દોસ્ત ! પ્યારે પયગંબર સાહબ ! આલમકો નઈ રોશની મિલેગી.

બબલો : પઠાણ

કાળુજી : (નીરાશ આંખોએ બધું જોતો વચમાં ઊભો રહી) હવે મારે શું કરવું ?

ભૈયાજી : પથારી બીછાવ ઔર સો જાવ.

કાળુજી : (ધીમે અવાજે) એ કેમ બને ? પેલીનું શું કરવું ?

[કોઈ જવાબ આપતું નથી. સંતોષ અને નાયક દાખલ થાય છે.]

નાયક : (બુમ મારી) બુઢાજી! આમ આવો મારા વહાલા મિત્ર!

સંતોષ : હો–હો. આ નવા જોગીને તો જુઓ...હો...હો...

નાયક : હવે નક્કી થઈ ગયું છે–બુઢ્ઢાજી પેલું શહેર કમાં છે ? ક્યાં જતા રહ્યા ?

સંતોષ : છટ...છટ...એ ડચરો તો જૂઠું બોલતો હતો, એવું કશું જ નથી, કોઈ શહેર નથી, લોકો નથી, કંઈજ નથી.

નાટક : તમે જૂઠું બોલો છો.

પઠાણ : (ખાટલામાંથી ઊભો થઈને) મકાન માલેક કીધર હૈ ? મૈં ફરીયાદ કરું, મૈં પૈસા દઉં, નહી ? ...શરાબી... (બહાર જતો રહે છે, સંતોષ સીટી વગાડે છે.)

બબલો : (ઉંઘ ઘેરાયેલા અવાજે) ભાઈઓ! પથારીમાં પડી જાવ, આટલો ઘોંઘાટ ના કરો. રાતે લોકોને નિરાંતે ઉંઘવા દો.

નાયક : ઓહ, હા! અનારનું શબ પડયું છે.
"લાકડા લોઢા સમ છાંડી બાંધવો પાછા વળે.
કોઈ સાથે નવ જતું ધર્મ મનુજને પરવરે,"
આ એક નાટકની કડી છે.

સંતોષ : (બુમ પાડી) મડદાં સાંભળતાં નથી, મડદાંને લાગણી થતી નથી, બરાડા, ધાંધલ બંધ કરો. મડદાં સાંભળતાં જ નથી.

**(લક્ષ્મણ બારણા આગળ દેખાય છે.)**

**પ ડ દો.**

# અંક ત્રીજો.

**દૃશ્ય** : ખાડા ટેકરાવાળી ઘાસ ઉગેલી જમીનનો ભાગ પાછળના ભાગમાં લાલ ઈંટોની દીવાલથી આકાશનો ક્ષિતિજનો ભાગ નજર બહાર રહી જાય છે; દીવાલની પાસે રાફડા જેવું કાંઈક છે. જમણી તરફ ખપાટિયાની હારવાળી દેખાય છે. તેથી તબેલા જેવું લાગે છે. ડાબી બાજુ એક ભુખરી દીવાલ આવેલી છે, જેમાં વચ્ચે વચ્ચે સમાર કામ કરેલાં ધાબા દેખાય છે, અને કાશીનાથની ધર્મ-શાળાનો ભાગ છે. વચમાં કાટખુણો દેખાય છે. આ ધર્મ શાળાના ભાગ અને રાતી દીવાલ વચ્ચે એક નાનો રસ્તો દેખાય છે. ભુખરી દીવાલમાં બે બારીઓ દેખાય છે. એક જમીનની લગોલગ છે, બીજી તેનાથી ચાર પાંચ ફુટ ઉંચી આવેલી છે. આ દીવાલ પાસે એક થોરીઆની વાડ આવી રહેલી છે. અને દસેક ફુટ લાંબો લાકડાનો ગોળવો દેખાય છે. દીવાલની જમણી બાજુએ વાંસ વળીઓ વગેરેનો ચડકલો કરેલો પડ્યો છે.

વસંતની શરૂઆત છે. ઝાકળ બિંદુઓ હમણાં જ અદૃશ્ય બન્યાં છે. વૃક્ષ અને છોડવાઓ પર નવી કુંપળો ફુટી હોય તેમ છે. આથમતા સૂર્યનું તેજ પથરાઈ રહ્યું છે.

**નારાયણી** અને **નાથી** એક લાકડાના ઠુંઠા પર પાસે પાસે બેઠેલી છે. **લક્ષ્મણ** અને **ઉમરાવ** વાડ પાસે બેઠાં છે. **હાણુજી** લાકડાઓની ભારી ઉપર સુતો છે, જમીન આગળની બારીમાંથી **બબલાનું** માથું દેખાય છે.

**નાથી** : ( ગુંજનમય શબ્દોમાં–માથું નીચું ઢાળી તેના પર હાથથી તાલ દેતાં, આંખો બંધ રાખી ) એક રાતે એ મારા બગીચામાં આવ્યા.–અને નક્કી કરેલા માંડવે તે આવ્યા

–હું તો રાહ જોતી ઊભી હતી. મનમાં દર્દ અને ભયથી ધ્રૂજતી હતી; એમનામાં પણ નખશિખ ધ્રૂજારી હતી, એમનું મોં સફેદ રૂની પુણી જેવું થઈ ગયું હતું, હાથમાં બંદૂક.

નારાયણી : (મગફળી ફોલતાં) નિશાળીઆઓ તોફાની હોય છે એમ લોકો કહે છે તે ખરૂં લાગતું જાય છે.

નાથી : અને એમણે મને ભયભીત કરે તેવા અવાજે કહ્યું "મારી રાણી, મારી દેવી!"

બબલો : દે–એ–દેવી.

ઉમરાવ : ઘડી વાર સાંભળતો ખરો; ન ગમતું હોય તો ન સાંભળતો. પણ આવો સરસ તુક્કો બગાડીશ નહિ. હાં–ચાલવા દે.

નાથી : મારી જીવનાધાર! એમણે કહ્યું. "મારાં માબાપ તારી જોડે પરણવા મને રજા નથી આપતા, તેઓ મારે માથે હંમેશની કાળી ટીલી ઓઢાડવા માગે છે. મારાં મા-બાપને આપણાં લગ્ન પસંદ નથી, તેથી હવે હું તારો જાન લઈશ." એમના હાથમાંની બંદૂક બહુ જ ભયંકર અને મોટી હતી, એમાં દસ તો ગોળી હતી. "રામ! રામ! મારી દેવી" એમણે કહ્યું, "હવે હું મારો વિચાર ફેરવવાનો નથી, અને હું તારા વગર જીવી શકું તેમ નથી; કદી નહી." મેં જવાબ આપ્યો હું તમને કદી નહી ભૂલું તેવા મારા મિત્ર છો; કાળીયા—

બબનો : કાળીઓ–એ શું?

ઉમરાવ : (હસતો) સાંભળ તો, નાથી, ગઈ વખતે તો ગણપત હતો ને!

નાથી : (એક પગ ઉપર ઊભી થઈ હતી) ચુપ રહો. માય –કાંગલાઓ! તમે તો હડકાયા કૂતરા જેવા છો. પ્રેમ–સાચો પ્રેમ શું છે, તે તમે શું સમજો? મેં તો સાચો પ્રેમ કર્યો છે. (ઉમરાવને) તમે બીચારા તો ભણેલા ગણેલા આદમી

છો, તમે તો કહો છો ને કે પલંગમાં સુતા સુતા સોનાના પ્યાલામાં કોફી પીતા'તા, તમે કહો છો—

લક્ષ્મણ : ભાઇઓ, તમારે એની વચ્ચે ડખલ કરવી ન જોઇએ, એને જે કહેવું હોય તે આપણે રીતસર સાંભળવું જોઇએ. એનું શું કહેવું છે, તેના કરતાં એનું શા માટે કહેવું થાય છે, તે પર ખાસ ધ્યાન આપવું જોઇએ. છોકરી, કંઇ વાંધો નહી, તું તારી વાત કહે.

બબલો : કાગડા! તારી પાંખો મોરપીછથી શણગાર, ઉજળો થા.

ઉમરાવ : સારું, ચાલવા દો.

નારાયણી : એમના પર ધ્યાન જ ન આપીશ. એ મારા કોણ થતા હતા? બિચારાઓ પાસે કંઈ કહેવા જેવું નથી એટલે તારી અદેખાઈ કરે છે

નાથી : (એની જગાએ બેસી જઈને) મારે હવે વધારે વાત કરવી જ નથી. ના હવે નથી કહું જો મારૂં ન માનતા હો, મારી મશ્કરી કરતા હોતો (થોડો વખત અટકી જાય છે વળી પાછી આંખો બંધ કરી દૂર દૂરના સંગીત સાથે તાલ લેતી હોય તેવી રીતે હાથ હલાવતી, પડકાર ભર્યા અવાજે મોટેથી બોલવા માંડે છે) અને મેં આમ જવાબ વાળ્યો. "મારા હૈયાના હાર—મારા ચાંદલીયા—આ જગત ઉપર મારે માટે જીવવું હવે ખૂબ કઠણ છે. કારણ હું તમને ચાહુ છું, અને મારી છાતીમાં હૈયું ધબકારા મારશે ત્યાં લગી તમને ચાહ્યા કરીશ. પણ મેં કહ્યું, તમારે તમારી જવાનીમાં આપઘાત ન કરવો, કારણકે તમારા માબાપના તમે એકના એક છો અને તેમને તમારી જરૂર છે. મને ભૂલી જાવ. તમને ગુમાવી મારા હૈયાનો આંચકો મને સહન કરવા દો—કારણ મારે કોઇ નથી—મારે કોઈ હતું પણ નહી—અને મારા અને મારા જેવાને કોઇ-કોઇ હોતું પણ

નથી. તો મને જ મરવા દો, તે વધારે સારું; એની કોઈ પંચાત કરશે પણ નહી. (હાથમાં માથું ઢાંકી છાની છાની રડે છે.)

નારાયણી : (નાથીથી જરા દૂર ખસી, ધીમા અવાજે) રો મા, રોઈશ નહી. (મોં ઉપર હસવું લાવી લક્ષ્મણ નાથીનું માથું થાબડે છે)

બબલો : (અટ્ટહાસ્ય કરી) મુરખ નહિ તો; પાગલ! પાગલ!

ઉમરાવ : (હસતો) આ સાચું હોય તેમ માનો છો, દાદા! આ બધું "ખતરનાક પ્રેમ" નામની ચોપડીમાંથી ભણી આવી છે. આ બધું તૂત છે. નકામી માથાકુટમાં ના પડશો.

નારાયણી : એની તમારે શી પંચાત? શી લેવાદેવા? તમારી જીભ સરખી રાખો; જો તમારામાં લાગણી ન હોય તો—

નાથી : (વીકાળ પશુની માફક) હીચકારા! હૈયા વગરનાં!

લક્ષ્મણ : (નાથીનો હાથ પકડી) ચાલ દીકરી! એમના સામું જ ન જોઈશ; છાની રહે. હું જાણું છું; હું, તેં કહ્યું તે હું માનું છું. તારું કહેવું સાચું છે, જો તું માનતી હોય કે તેં સાચો પ્રેમ કર્યો તો તો તે સાચો જ હતો. અને તેં સાચો પ્રેમ કર્યો જ હતો. ઉમરાવ ઉપર ગુસ્સે ન થઈશ. કદાચ ખરેખર અદેખાઈથી પણ તે હસતો હોય. આગળ ચાલવા દે.

નાથી : (હૃદય ઉપર હાથ રાખી) સાચે જ દાદા! આવું જ બન્યું હતું. અને એ સાચું જ છે. એ સુરત બાજુના હતા. કૉલેજ-માં જતા હતા અને એમનું નામ ગણપત. દાઢી રાખતા હતા અને હું ખોટું બોલું તો મારે રૂવે રૂવે કીડા પડે, પણ મારા પર એટલું વહાલ રાખે, એટલું વહાલ રાખે—

લક્ષ્મણ : મને ખબર છે, હું સાચુ જ માનું છું. એ વાહ, ભાઈ,

અને તું પણ એને ચાહતી હતી? (એ બંને એક ખૂણા તરફ જતાં રહે છે.)

ઉમરાવ: આ છોકરી એવી ગાંડી છે. ભલી ખરી, પણ એનું ગાંડપણ! ભગવાન, તોબા!

બબલો : માણસોને જૂઠું બોલવું શાથી ગમતું હશે? જાણે કે એ બધા જ આ હાલતમાં જડજ સાહેબ આગળ જુબાની આપતા હોય—

નારાયણી : સાચા કરતાં જુઠું વધારે મજા આપતું હશે એમ લાગે છે, હું પણ—

ઉમરાવ : ઠીક કહો ત્યારે!

નારાયણી : મને પણ કેટલીક વાતના તુક્કા ગમે છે. હું રોજ મારા મનમાં ગરુડે ચડી ઊંચી ઊડું છું, અને રાહ જોયા કરું છું.

ઉમરાવ : શેની?

નારાયણી : (ગુંચવાતી હસે છે) ઓહ, એ ખબર નથી! મને વિચાર આવ્યા કરે છે કે કદાચ આવતી કાલે કોઈક આવશે, કોઈક–બધા જ કરતાં જુદો જ–અથવા કંઈક એવું બની જશે–કંઈક એવું બની જશે કે આજ પહેલાં કદી ન બન્યું હોય. હું રાહ જોયા જ કરું છું—રાહ જોતી રહીશ, પણ પછી તો ખરેખર એવા વિચારે આવું છું કે, અરે, મારે શેની રાહ જોવાની હોય?

ઉમરાવ : (કટાક્ષથી) કશાયની રાહ જોવાની નથી. હું કોઈ અવનવાની આશા રાખતો જ નથી. બધુંજ આજ પહેલાં બની ચુક્યું છે, બનીને પૂરું થઈ ગયું છે; અને અનુભવ્યું છે; હવે બોલ.

નારાયણી : નહીતર કોઈવાર એવા વિચાર આવે છે કે આવતી કાલે હું એકદમ મરી જઈશ. આવા ખ્યાલે તો આપણી લાગણી-ઓમાં ઝણઝણાટી ઊઠે છે. મોતનો વિચાર કરવા માટે વર્ષોનો

સમય બહુ જ સરસ સમય છે–વરસાદની વીજળીઓ અને ગર્જનાઓ–આપણા પર વીજળી પડે અને મરી જઈએ એ ખૂબ સરળ બની જાય.

ઉમરાવ : તું બહુ દુખીઆરી છે. તારી બહેનનાં લખ્ખણ શૂર્પણખા રાક્ષસી જેવાં છે.

નારાયણી : તો કોનાં સારાં છે? કોઈનાં પણ નહીં. હું ચારે કોર શૂર્પણખાઓ અને તેના ભાઈબેનોને જ જોઈ રહી છું.

કાળુજી : (અત્યારલગી સ્થિર અને બેદરકાર બેઠો હતો તે એકાએક ઊભો થઈ ને) કોઈ નહીં ? શું, કે'છ ? જૂઠું બોલે છે, તું. કેટલાક તો સારા લખ્ખણના હોય છે. બધા જ દુખીયા હોય તે સમજાય તેવી વાત છે; અને એ સમજીએ પછી તારું આયખું દુખી છે તે તને નહીં લાગે.

ઉમરાવ : એકદમ તમને શું થઈ ગયું? ભુત આવ્યું? એકદમ શેનું બોલવા માંડ્યું ? હ–હ–હ (કાળુજી પાછો બારી ઉપર સુઈ જાય છે. તેનો હોઠ ચાવ્યા કરે છે.)

ઉમરાવ : હવે મારે જઈને નાથીને મનાવવી પડશે, નહીતર આજે પીઠે જવાના પૈસા નહીં આપે.

બબલો : હં...લોકોને જુઠું બોલવું બહુ ગમે છે. નાથીનું તો સમજાય તેવું છે. એ તો એનાં દેદાર ચીતરવા ટેવાયલી છે. હવે એના આત્માના ઢંગ ચીતરવા માગતી હશે. કઢંગો બનાવવો હશે, પણ બીજા શીદ જૂઠું બોલે: આ લક્ષ્મણનો દાખલો લો. એ તો સરાસર જૂઠું બોલે છે. એ જુઠાણાં હાંકવામાંથી એને મળતું તો કશું જ નથી. ઘરડો થઈ ગયો છે, હવે શા માટે જૂઠું બોલતો હશે?

ઉમરાવ : (સસ્મિત જતા જતા) દરેક જણ પાસે એક નાનો સરખો આત્મા હોય છે અને દરેકને એને કોઈ રૂપ આપવાની લત હોય છે.

લક્ષ્મણ : ( ખૂણેથી પાછો ફરીને ) ઓ મારા ભાઇ! પેલી છોકરીને નકામી શું કામ ચીઢવો છો ? એને એકલી પડી રહેવા દો. એને રોવાથી આનંદ આવે છે તો લૂંટવા દો ને. તમને તો ખબર છે કે એને રોવાની આદતથી મજાહ આવે છે. તો તેનાથી તમારું શું લૂંટાવાનું હતું ?

ઉમરાવ : ઓ બુઢ્ઢાજી, આ બધું પાગલપણુ છે. હું કંટાળી ગયો છું. આજે મંગળદાસ—આવતી કાલે ગણુપત—અને રોજ એની એ વાત. હવે એનો નીકાલ કરી નાખવા એની પાસે જાઉં છું ( જાય છે )

લક્ષ્મણ : જાવ; પણુ મમતા રાખજો. એક બીજા તરફ દયા માયા રાખવાથી કશુંજ નુકશાન નથી થતું.

નારાયણી : તમે બહુ જ ભલા છો, દાદા ! તમે આ બધું ક્યાંથી શીખ્યા ?

લક્ષ્મણ : તેં મને ભલો કહ્યો ! સાચેજ કહેતી હોય તો ઠીક છે, ( પાવાનો મંદ ધ્વનિ દીવાલની પાછળથી આવે છે. જોડે જોડે કોઈ લોકગીત ગવાતું હોય છે. ) દીકરી, કોઈએ તો ભલા થવું જ જોઈએ. લોકો પર આપણે લાગણી રાખવી જોઈએ. ભગવાન દરેક તરફ દયા રાખે છે અને આપણુને રાખવાનું કહે છે. આટલું મારું માનજો. ખરેખરા પળે આપણે દયા ખાઈએ તેથી ઘણું ભલું થાય છે. મારો દાખલો આપુ છું. હું આફ્રીકામાં એક ઈજનેરને ત્યાં ચોકીઆત હતો. ઈજનેરનું ઘર જંગલમાં હતું. એકલુંજ એ ઘર; બીજું કંઈ ન મળે. માણુસનો પગરવ સરખો પણુ નહીં. શિયાળો હતો અને હું એકલો ઘરમાં રહેતો હતો. મને તો આરામ હતો. એક દહાડો બારીએ કેટલોક ખખડાટ સાંભળ્યો.

નારાયણી : ચોરનો ?

લક્ષ્મણ : હા, એમ જ, ઘરફોડી કરવા આવ્યા હતા. મારી પાસે પીસ્તોલ હતી તે લઈને હું શોધવા નીકળ્યો; ચોગરદમ આમતેમ ફરી વળ્યો અને બે માણસો બારી તોડીને ઘરમાં પેસવા પ્રયત્ન કરતા જોયા. એ ખાતરીઆ બારી તોડવામાં એકતાન થઈ ગયા હતા કે એમણે મને જોયો જ નહી. મેં એમને પડકાર કર્યો "ભાગો અહીંથી." એમણે શું કર્યું ખબર છે? કુહાડી લઈ મને મારવા દોડયા. મેં સામો પડકાર કર્યો "આઘા રે'જો નહી તો ગોળીએ દઈશ." અને તેમના સામે પીસ્તોલ તાકી; પછી બેઉ જણુ ગોઠણીએ પડી કરગરવા લાગ્યા કે અમને જવા દો; પણ મને તો ઝાળઝાળ લાગી ગઈ'તી. પેલો કુહાડો ઉગામ્યો'તો ને, એટલે મેં કહ્યું "ડરપોક! મેં વાર્યા ત્યારે તો ન ભાગ્યા તો, ચાલો આ વડની વડવાઈ તોડો." એ થયું એટલે મેં કહ્યું "એક જણુ હવે સુઈ જાવ અને બીજો આ વડવાઈથી ફટકારે." આમ મારા હુકમથી બંનેએ એક બીજાને ખૂબ ફટકાર્યાં. આ વાત પતી રહી એટલે બંને ગળગળા થઈ કહેવા લાગ્યા : "દાદા! ભગવાન ખાતર અમને રોટલો આપો. અમે ભૂખ્યા પેટે રખડીએ છીએ." દીકરી આ આપણા ચોરો છે. (હસતો) હાથમાં પાછા કુહાડો લઈ ને ફરતા હતા. હા. પણ બેઉ ફક્કડ માણસો હતા. મેં કહ્યું: "અલ્યા અભાગીયાઓ! તો રોટલો સીધે સીધો માગ્યો હોત તો!" એમણે જવાબ વાળ્યો કે "ભીખ માગીને તો થાકી ગયા છીએ. લોકો પાસે ભીખ માગ્યા કરો પણ કોઈ હાથમાં મૂકશે નહી." અમને ખુબ દુઃખ લાગવા માંડયું. પછી તો આખો શિયાળો તે બન્ને મારી સાથે રહ્યા. એમાંથી એક સોમલો તો રાયફલ લઈ જંગલમાં ફરવા જતાં પણ શીખ્યો હતો; બીજો બુધીયો તો કફથી

પીડાતો'તો, આમ અમે ત્રણે આસપાસ પાડોસ વગરના ઘરની ચોકી કરતા. પછી ઉનાળો આવ્યો ત્યારે મને પગે લાગી કહે "દાદા રામરામજી!" અને આફ્રિકા છોડી આપણા હિંદ દેશમાં પાછા આવ્યા.

નારાયણી : જેલના ભાગેડુ હતા?

લક્ષ્મણ : જેલના તો નહી પણ ગુન્હેગાર જાતિઓની છાવણીમાંથી ભાગી છુટ્યા'તા; ફક્કડ માણસો હતા. મને મારી નાખતે; નહી તો ઈજા કરવામાંથી તો ન જતે. પછી એમના પર કામ ચલાવી જેલમાં ધકેલી દેવા પડત. એનાથી શું અર્થ સરતો? **જેલ કોઇને સુધારતી નથી. પણ માણસ-હાં, એકલાં માણસ બીજા માણસને ભલા થતાં શીખવે છે. મારૂં નક્કી માનજે.**

(થોડીવાર શાંતિ પથરાય છે.)

બબલો ; હાં-હાં. પણ જુઠાણા કેમ હાંકવાં તે મને નથી આવડતું. એ જુઠાણાં શા કામનાં છે? હું એમ કહેવા માગું છું. જેવું સાચુ છે તેવું જ મને કહી દો, એમાં શરમ શી?

કાળુજી : (આગથી દાઝયો હોય તેમ બુમ પાડતો ઉભો થઈ) શું સાચું? સાચ કયાં છે? (એના ગજવામાં ઝડપથી હાથ નાખતો) આ રહ્યું સાચ. કામ નથી-જોર નથી-જીવવાની જગા નથી-ફક્ત કૂતરા કાગડાના મોતે મરવાનું જ બાકી રહ્યું છે. આટલું એકલું સાચું છે. ભલા ભગવાન, મારે સાચનું શું કામ છે? મારે તો છુટથી દમ લેવો છે. એટલુ જ મારે જોઈએ છે. મેં શું ભુંડુ કર્યું છે? મને સાચુ શું કામ વળગાડયું હશે? જીવવાની તક નથી! ઓહ દયાળુ પરમાત્મા! એક તક નથી-આજ સાચું છે.

બબલો : હુ હુ હુ...આને સત્ય મળી ગયું.

લક્ષ્મણ : રામ રામ-જો ભાઈલા-તારે તો—

કાળુજી : (આવેશથી ધ્રૂજતો) તમે તમારે કહ્યે જાવ. સાચ–સાચ અને તમે બુદ્ધાજી, દરેકને દીલાસો દેતા રહો. હું તો તમને ધિક્કારૂં છું–આ પણ એક સાચ છે. સમજ્યા ? હવે એ જહન્નમમાં જાય! (પાછળ જોતો જોતો ખુણેથી દોડતો જતો રહે છે.)

લક્ષ્મણ : ઓ રે! ઓ રે! બિચારો કેટલો તપી ગયો! હવે એ ક્યાં જશે?

નારાયણી : દવ લાગ્યો હોય તેમ ભાગ્યો.

બબલો : ફક્કડ તમાસો થયો! જાણે રંગભૂમિ ઉપર જિંદગીમાં એકવાર જોવા મળે તેવો તમાસો કરી ગયો. **માણસો હજી જિંદગીથી ટેવાયા નથી.** (વેલજી ખુણા તરફથી દાખલ થાય છે.)

વેલજી : મારા નેકદિલ ભાઈઓ! અમન રહો! કેમ લક્ષ્મણજી! તમે બુદ્ધાજી હજી વાર્તાઓ જ કહો છો?

લક્ષ્મણ : ઘડી પહેલાં તમે અહીં આવ્યા હોત તો એક જણ છાતી તૂટી જાય તેવી રાડો પાડતો ગયો.

વેલજી : કાળુજી હશે. એને શું થયું ! આગ લાગી હોય તેમ તેને દોડતો જતો મેં હમણાં જ જોયો.

લક્ષ્મણ : હૈયાના મર્મ ભેદાય તે પળે કોણ દોટ નથી મૂકતું ?

વેલજી : એ મને નથી ગમતો; બહુ જ તીખો અને અભિમાની છે (કાળુજીના ચાળા પાડતો) "હું તો મજૂર છું." અને દરેક જણ તેનાથી હલકો છે. આમજ આખો વખત વિચાર કર્યા કરવાનો! ઠીક, તમને ગમતું હોય તો કામ કરો–મજૂરી કરો–પણ એમાં અભિમાન લેવા જેવું શું છે! જો કોઈને કામ કરતો જોઈને ઊંચો કે નીચો ઠરાવવાનો હોય તો માણસ કરતાં ઘોડો વધારે ઉત્તમ ગણાવો જોઈએ જ. તમે સ્વારી કરો; ઘોડો કાંઈ નહી બોલે! નારાયણી તારા લોકો ઘેર છે!

નારાયણી : એ બધા સ્મશાન ગયા છે. કહેતા ગયા છે કે સાંજના દેવદર્શને પછી જઈશું.

**વેલજી :** મને કૌતુક થતુંજ હતું કે આજે તું આઝાદ કમાથી ? આજનો અવસર બેનમૂન છે.

**લક્ષ્મણ :** (બબલાને વિચાર પૂર્વક) તમે કહેતા હતા કે આપણને સત્યની જરૂર છે, પણ જેનાથી માણુસને દુખ લાગે તે સત્ય હંમેશાં સારું છે એમ તો નથી જ. તમે સત્યથી જ આત્માને ઉન્નતિ નથી આપી શકતા. દાખલા તરીકે મને એક વાત યાદ આવે છે. સત્યના અને ઈન્સાફના પ્રદેશમાં માનતા એક માણુસને હું ઓળખતો હતો.

**બબલો :** શેમાં માનતો ?

**લક્ષ્મણ :** સત્ય અને ઈન્સાફના પ્રદેશમાં. એ કહેતો હતો કે દુનિયામાં આવો દેશ એક હોવો જ જોઈએ. આ દેશના લોકો ખાસ જાતિના હોય છે એમ કહેતો હતો. બહુ જ સરસ લોકો હોય છે. લોકો એકબીજાને માન આપે. એક બીજાને મદદ કરે અને જે કાંઈ કરે તે બધું જ ઉત્તમ અને સુંદર કરે, અને તેથી દરરોજ આ માણુસ આ સત્ય અને ઈન્સાફના દેશમાં જવાનો વિચાર કરે. આ બિચારો કંગાલ માણસ હતો અને એનું જીવન દુખિયારું હતું. જ્યારે એના સંજોગો અનુકૂળ ન હોય ત્યારે બિચારો મરવા પડતો, પણ ધીરજવાળો ઘણો; એ તો હસતો અને કહેતો કે આ બધું તો ઠીક છે. હું સહન કરી લઈશ. હું થોડી રાહ જોઈ રહીશ. પછી જિંદગીને તરછોડી પેલા સત્ય અને ઈન્સાફના દેશમાં જતો રહીશ. એના જીવનમાં આ એક જ આનંદ મસ્તી હતી—આ સત્ય અને ઈન્સાફનો દેશ જોવાની.

**વેલજી :** પછી એણે જોયો ખરો ?

**બબલો :** ક્યાં ? હોં–હો.

**લક્ષ્મણ :** અને પછી એ દેશમાં તે આવ્યો. આ બધું તેને માટે આંદામાનમાં બન્યું હતું. સરકારે તેને દેશનિકાલ કર્યો હતો.

માણસ બહુ મોટો પંડિત હતો. ચોપડીઓ–ભાત ભાતના નકશા અને–એવું બધું એને હોઠે હતું. આ આપણો પંડિત, વિજ્ઞાન અને એવી શોધો કરનારા હોય છે ને, એને કહેતોઃ "મહેરબાની કરી મને સત્ય અને ઇન્સાફનો દેશ બતાવો, અને ત્યાં કેવી રીતે જવાય તે કહો. આ અવનવી શોધખોળ કરનારાઓ એમની ચોપડીઓ ઉઘાડે, પછી નકશાઓ પાથરે, આમ જુએ તેમ જુએ પણ ક્યાંય સત્ય અને ઈન્સાફનો દેશ ન દેખાય. બધુંજ બરાબર બતાવાએલું. અંદર જાતજાતના અને ભાતભાતના મુલક ચીતરેલા પણ સત્ય અને ઈન્સાફનો દેશ ખરેખર એમાં હતો જ નહી,

વેલજી : (ધીમે અવાજે) એમાં ન હતો ! ખરેખર ? (બબલો હસે છે.)

નારાયણી : ભાઈશાબ ડખલ ન કરો, દાદા. આગળ કહોને.

લક્ષ્મણ : મારો ઓળખીતો માણસ આ લોકોનું કહ્યુંજ માને નહી. એ તો કહેતો તે દેશ નકશામાં હોવોજ જોઈએ, જરા વધારે બારીકાઈથી જુઓ; નહીતર આ સત્ય અને ઈન્સાફનો દેશ આ નકશામાં ન બતાવ્યો હોય તો તમારા નકશાઓ અને તમારી ચોપડીઓ નકામાં છે, અર્થ વગરના છે." પેલા શોધખોળ કરનારાને માઠું લાગે છે. મારા નકશાઓ બીજા બધા નકશામાં સૌથી સાચા છે. અને સત્ય અને ઈન્સાફનો દેશ કોઈપણ ઠેકાણે નથી, આ સાંભળીને તો મારો ઓળખીતો ખીજાઈજ ઊઠયો. એ તો કહેવા લાગ્યો "શું આટલા દા'ડા આ દેશ હયાતી ધરાવે છે, એમ માનતો જીવ્યો તે શું મિથ્યા છે ! અને તમારા નકશાઓ કહે છે કે આ દેશ નથી ! તો આ એક લૂંટ છે. એણે શોધકને કહ્યું "તમે મુરખ છો, તમે પાગલ છો, શોધક નથી." અને પછી ધડાક–શોધકના નાક ઉપર એણે મુક્કી મારી અને ધડાક ફરીથી. ( અટકે છે ) આના પછી એ એને ઘેર ગયો અને ગળે ફાંસો ખાધો.

[ બધાજ શાંત થઈ જાય છે. વેલજી અને નારાયણી સામું જોઈ લક્ષ્મણ સ્મીત કરે છે. ]

**વેલજી** : ( ધીમે અવાજે ) કેવો કાળમુખો ! આ મજાક આવે તેવી વાત તો નહિ.—

**નારાયણી** : એ છેતરપીંડી સહન ન કરી શક્યો.

**બબલો** : ( ગંભીરતાથી ) એ તો બધી વાતો છે વાતો !

**વેલજી** : હા-હા-તમારે માટે સત્ય અને ઈન્સાફનો દેશ છેજ. પણ—

**નારાયણી** : મને પેલા માણસનું બહુ જ લાગે છે.

**બબલો** : આ તો બધાં ગપ્પાં છે. હો-હો-હો-સત્ય અને ઈન્સાફનો દેશ—તમને કેવોક ગમે-હો--હો-હો ( બારીમાંથી દેખાતો બંધ થઈ જાય છે. )

**લક્ષ્મણ** : ( બબલાની બારીની દીસી તરફ માથું ધુણાવતો ) એ તો હસે છે. હી-હી. ( થોડીવાર અટકી ) ઠીક ભાઇઓ ! તમે સલાહસંપ કરી લો, હવે હું જાઉ છું.

**વેલજી** : હવે તમે ક્યાં જવાના ?

**લક્ષ્મણ** : યોગના આશ્રમમાં, દૂર હિમાલયમાં. મેં સાંભળ્યું છે કે ત્યાં નવી સાધના શીખવવા માંડી છે. મારે તે જાણવી છે. હા—લોકો નવુંનવું જાણવા માગતાં જ હોય-કંઈ વધારે સારૂં ઇચ્છવાની લોકોને તાલાવેલી હોય. ભગવાન એ બધાની ધીરજનાં ફળ આપશે.

**વેલજી** : સાધનાથી આપણે શાંતિ મેળવી શકશું ?

**લક્ષ્મણ** : લોકોજ શાંતિનો માર્ગ શોધે છે ! કંઇક શોધો ! તમારા હૈયાના ઉંડાણમાંથી કંઇક આશા કરો, તમને મળી રહેશે, જરૂર મળી રહેશે !

**નારાયણી** : જો બધા કંઇક શોધે-કંઇક સારાની ઇચ્છા કરે—

**લક્ષ્મણ** : બધા તો વિચાર કરશે જ. આપણે તો કેવળ તેમને મદદ કરવાની છે. છોકરી ! લોકો સહેલાઇથી કહી શકે તેમ કરવાનું છે.

નારાયણી : હું કેવી રીતે મદદ કરી શકું ? હું તો મારી જાતને જ મદદ નથી કરી શકતી.

વેલજી : ( મક્કમતાથી ) હું મદદ કરવાનો છું–હું આ વાત ફરી કોઈ વખત કરીશ. નારાયણી એ સાંભળે તો પણ કાંઈ વાંધો નથી. એ બધું જ જાણે છે. ચાલ મારી સાથે.

નારાયણી : ક્યાં ? એક જેલમાંથી બીજી જેલમાં ?

વેલજી : હું ચોરી કરવાનું છોડી દઈશ. હું સોગંદ ખાઉં છું કે હું ચોરી નહી કરું. હું અભણ નથી. હું મજુરી કરીશ; લક્ષ્મણદાસે સલાહ આપી છે કે મારે મારી રાજીખુશીથી અંદામાન કે આફ્રીકા જતા રહેવું, ચાલ જતા રહીએ. તને નથી લાગતું કે હું મારા જીવનથી કંટાળી ગયો છું. મને તો લાગે છે–હું અનુભવી રહ્યો છું. મારા કરતાં તો શેઠ-શાહુકારો કહેવાય છે તે લોકો વધારે મોટી ચોરી રોજ રોજ કરે છે એમ મારું મન મનાવું છું. આ સફેદ ઠગોને સમાજ માન આપે છે, તેથી હું પણ આદર કરું છું—પણ તેથી મારું કંઈ ભલું થતું નથી—મારી ભલાઈ માટે આવો જવાબ ન હોઈ શકે. આવું કહેવામાં મારા અંતરને હું ડંખવા નહી દઉં–મને અંતર હોય તેમ તો માનતો જ નથી. છતાં એક વાત જાણું છું. આ તો જીવવાની રીત નથી જ. મારે સારું જીવન જીવવું જ જોઇએ. હું મારી જાતને આદર કરી શકું તેમજ જીવવું જોઇએ.

લક્ષ્મણ : જીવતા રહો ! ભગવાન તારા પર મહેર કરો ! તમે ખરું કહો છો, કે માણસને પોતાની જાત માટે આદર હોવોજ જોઇએ

વેલજી : હું પારણામાં ઝુલતો'તો તે દિવસનો હું ચોર છું. દરેક જણ મને વેલજી ચોર કહી બોલાવતું–વેલજી ડાકુનો દીકરો—અને પછી તમારે માનવું હોય તેમ માનજો–હું ચોર તરીકે જ તમારી આગળ ઊભો છું ! તમે માનજો. મારા દિલના

બળાપાથી હું ચોર હોઈશ અગર લોકોને મારે માટે બીજું નામ નહી જડયું હોય તેથી ચોર બન્યો હોઈશ. પણ નારાયણી, તું તો મને બીજું નામ દઈને જ બોલાવજે, એટલું નહીં કરે?

નારાયણી : (દુખાર્દ્ર અવાજે) આ હું માની શકતી નથી. અમે તેમ પણ આજે મને બેચેની વરતાય છે, મારા હૈયામાં બળતરા થાય છે જાણે કે કંઈક આજે એવું થશે. વેલજી, આ વાતો તું કરે છે પણ મને બહુ દુઃખ થાય છે.

વેલજી : હું કયાં લગણુ રાહ જોઉં? આ પહેલવહેલીજ વાત નથી કરતો.

નારાયણી : તારી જોડે કેમ ભાગી જાઉં તેની મને ખબર પડતી નથી. સાચે સાચ મને તમારે માટે દિલસોજી હોય તેમ તો નથી કહી શકતી; કોઇક વાર તમે ગમો છો–કોઈ વાર તમારા તરફ જોતાં જ ધિક્કાર આવે છે. કદાચ એમ પણ હોય કે તમારે માટે મને કોઈ જાતની લાગણી ન જ હોય. જો કોઈ પણ માણસ બીજાને ચાહતું હોય તો બીજાની ખામીઓ કદી નથી જોતું, જ્યારે હું તો એ જ જોઈ રહી છું.

વેલજી : ચીથરાં શીદ ફાડે છે નારાયણી? આવી માથાકુટ ના કર. હું તને ગમું તેવો થઈ જઈશ. ફકત તું મને હા કહે! એક વરસથી તારી આળપંપાળ કરી રહ્યો છું. તું સારી છોકરી છે. તું સંયમી છે. વિશ્વાસ કરવા જેવી છે. મારા હૈયામાં ઊંડેઊંડે તું પેસી ગઈ છે.

[ વારાસણી શણગારમાં બનીઠની ઊંચી બારીએ દેખાય છે અને સાંભળે છે ]

નારાયણી : ઠીક એ તો સમજી! હું તો જાણે તમારા હૈયા સોંસરી પેઠી છું પણ પછી મારી બહેનનું શું?

વેલજી : (ગુંચવાતો) આહ! હવે મને એની વિસાત નથી. એના જેવી તો ઘણી મેં જોઈ છે.

લક્ષ્મણ : એનો વિચાર ન કરતી, દીકરી ! દીકરી જ્યારે ભાખરી ન મળે ત્યારે ઘાસ ખાવું પડે છે.

વેલજી : (ગંભીરતાથી) તું મારી જોડે રહી જો—મારું જીવતર કડવું ઝેર જેવું છે–મારી ભૂખ્યા વરૂ જેવી જિંદગી છે. એમાં કંઈ આનંદ નથી,—હું એક ખાબોચિયામાં ડૂબતો હોઉં તેમ લાગે છે; જે કંઈ હાથ પડે છે તે બધું સડેલ છે, અને કોઈ મને ડુબતો બચાવી શકે તેમ નથી. તારી બ્હેન બીજા બધા કરતાં કંઈ જુદી હશે, તેમ મને લાગતું હતું. એને પૈસાનો લોભ ન હોત તો મેં એને માટે બધું જ કર્યું હોત. ફકત તેણે મારી બની રહેવાનું હતું. પણ એને તો બીજે જ સ્વાદ લાગ્યો છે. એને તો પૈસા જોઈએ છે–અને અંકુશ વગર જીવવા જોઈએ છે. નિરંકુશ આઝાદી —અમે તે પુરુષ જોડે નિરંકુશ વર્તાવ એને ખપે છે. એ મને કંઈ કામ ન લાગે. પણ તું, તું તો ગુલાબનો છોડ છે. કાંટાળો છતાં સુંદર અને સુગંધિત ફૂલો આપનાર.

લક્ષ્મણ : છોકરી ! મારી સલાહ પણ એને જ પરણવાની છે–આ જ ઠીક છે–સારો એવો આદમી છે. તારે તો કેવળ એને યાદ આપ્યા કરવાનું કે તમે ખૂબ સરસ માણસ છો–જેથી એ ભૂલી ન જાય. તારું માનશે;–વારંવાર કહ્યા કરજે કે. "તમે બહુ સારા માણસ છો વેલજી:" એટલું યાદ રાખજે. બીજું વળી તું જઈ જઈને ક્યાં જવાની હતી ? તારી બહેન તો જંગલી જનાવર છે. અને એનો વર–એનાથી બીજો ભૂંડો જડવો મુસ્કેલ છે. તો પછી આ તારી આગળપાછળની જિંદગીમાંથી તું કંઈ છટકી નહી શકે. અને વેલજી એનામાં કંઈ બળ્યું છે, અને તેને પણ કંઈક છે.

નારાયણી : હું જાણું છું કે મારે બીજે જવા વારો નથી. એનો વિચાર મેં ક્યારનોય કર્યો છે. મને કોઈનામાં વિશ્વાસ નથી

આવતો. તમે સાચું કહો છો. મારે કંઈ જવાવારો નથી, છૂટવાબારી નથી.

વેલજી : તારે માટે તો એક જ રસ્તો છે. પણ હું તને એ રસ્તે નહીં જવા દઉં. તને મારી નાખીશ એ વાતની હા.

નારાયણી : મારો છેડો તમારી સાથે બંધાયો નથી, ત્યાં તો તમે મને મારી નાખવાની વાત કરો છો.

વેલજી : (તેના ગળાની આસપાસ હાથ મૂકી) બંધ કર નારાયણી, હવે આપણે વધારે વાત નથી કરવી.

નારાયણી : (એના પાસે ખેંચાઈને) હું એક વાત કહું? વેલજી, ભગવાન માથે રાખી કહું છું. જે દા'ડે તમે મારઝૂડ કરશો, કે મારા તરફ ગેરવર્તાવ કરશો તે દા'ડે મારે જીવવું અકારું થઈ જશે. હું ગળાફાંસો ખાઈને મરી જઈશ. કે...

વેલજી : તને આંગળી અડકાડું તે દા'ડે મારો હાથ ભાંગી પડજો.

લક્ષ્મણ : હવે બહુ વહેમ ન રાખતી દીકરી! તને એની જરૂર હોય તેના કરતાં એને તારી જરૂર વધારે છે.

વારાસણી : (બારીમાંથી) જીવતા રહેજો અને લાખ લાખેણા થજો આવા અવસરે.

નારાયણી : એ બધા પાછા આવી ગયા. ભગવાન! એમણે આપણને જોઈ લીધા. ઓહ વેલજી!

વેલજી : શાની ડરે છે? તને કોઈ અડકી તો જુએ!

વારાસણી : ગભરાઈશ નહીં. નારાયણી! એ તને મારવાના નથી. એ તને મારશે નહી અને લાડ કરશે પણ નહી. એટલી તો મને ખબર છે.

લક્ષ્મણ : ( ધીરે અવાજે ) આ કઈ જાતની સ્ત્રી છે? સાચે સાચ નાગણ છે.

વારાસણી : શબ્દો વાપરવામાં બહુ હોશિયાર છે.

[ કાળીદાસ આવે છે ]

કાળીદાસ : નારાયણી! અહીં શું કરે છે? રખડેલ, નીચ, નિંદાખોર –કુટુંબને હલકું પાડે છે? અને હજી લગી પાણીપાટલો નથી કર્યો? વાશીદાથી પણ નથી પરવારી?

નારાયણી : પણ તમે તો મંદિરે જવાનું કહેતા હતા ને?

કાળીદાસ : અમે ક્યાં જવાના હતા તે તારે જોવાનું નથી. તારે તારું કામ સંભાળવાનું છે. તને કહેવામાં આવે તે તારે કરવાનું.

વેલજી : ચૂપ કરો–ખામોશ! એ હવે તમારી નોકરડી નથી. નારાયણી ના જતી; કશું જ કામ ન કરતી.

નારાયણી : તમે મારા પર હુકમ ન બજાવતા. હુકમ બજાવવાની હજી વાર છે. ( જતી રહે છે )

વેલજી : (કાળીદાસને) બસ થયું. તમારે એ છોકરીને ઠપકો આપવાનો હતો તે આપી રહ્યા? હવે એ મારી થવાની છે.

કાળીદાસ : તારી? તેં એને ક્યારે ખરીદી? કેટલા ગણી આપ્યા?

[વારાસણી હસે છે]

લક્ષ્મણ : વેલજી, ચાલવા માંડ.

વેલજી : તમે હસનારાઓ! જોજો, રડવાનો વારો ન આવે.

વારાસણી : કેવા ડરાવે છે? ઓહ! હું તો દીંગ થઈ ગઈ છું.

લક્ષ્મણ : વેલજી ચાલવા માંડ! જોતો નથી આ તને ઉશ્કેરી રહી છે? તારા પર નખરાં અજમાવી રહી છે!

વેલજી : એમ છે. તું તારું ધાર્યું કરે તો હું મારું માથું પટકું.

વારાસણી : હું ન ધાર્યું કરું તો મારો જીવ કાઢી નાખું.

વેલજી : (એના પર મુક્કી ઉગામી) એ તો જોયું જશે (જતો રહે છે.)

વારાસણી : ( બારીમાંથી અદૃશ્ય થતાં ) લગ્નનો સુંદર માંડવો તૈયાર કરી દઈશ.

કાલીદાસ : (લક્ષ્મણ પાસે જઈ ને) બુઢાજી, શું કરો છો ?

લક્ષ્મણ : બુઢાજી, કશુંજ કરતા નથી.

કાળીદાસ : મેં સાંભળ્યું છે કે તમે જતા રહેવાના છો, તે સાચું છે ?

લક્ષ્મણ : જવાની વેળા તો થઈ છે.

કાળીદાસ : ક્યાં ?

લક્ષ્મણ ; કિસ્મત લઈ જાય ત્યાં.

કાળીદાસ : સમજ્યો. રખડપટી કરો છો ? એક જગાએ રહેવું બહુ અનુકૂળ નહી લાગતું હોય.

લક્ષ્મણ : એક જગ્યાએ પડ્યા રહેવાનું પથ્થરોને વધારે અનુકૂળ પડે છે. કહેવત છે કે "પાણી પણ પથ્થર નીચે નથી વહેતું."

કાળીદાસ : પથ્થરની વાત પડતી મૂકો ને. માણુસોએ તો એક જગ્યાએ જ રહેવું જ જોઈએ. પતંગિયાની જેમ લોકો ન જીવી શકે. એક ફૂલ ઉપરથી બીજા ફૂલ પર ઉડાઉડ કરીને ધરતી પર કારણ વગર ના રખડાય.

લક્ષ્મણ : માણુસ ગમે તેમ રખડે તેથી શું થાય ?

કાળીદાસ : તો એ માણુસ નકામો થઈ જાય. માણુસે તો ઉપયોગી થવું જોઈએ.

લક્ષ્મણ : આપના શ્રીમુખે તો શબ્દો નથી ઉચ્ચારતા ?

કાળીદાસ : આ, હા ! સાચેસાચ સાધુ કોણ કહેવાય ! મેં કહેણી સાંભળી છે કે સાધુ એટલે પરદેશી–અજાણ્યા–બીજા માણુસોથી જુદા તરી આવે તેવા–અજાણ્યા માણુસ સાધુ હોય છે. અને તે ખરેખર અજાણ્યો હોય, જેને કંઈ જ્ઞાન હોય. અને એ જ્ઞાન પરમ સત્ય હોય. છતાં દરેક સત્ય પણ ઉપયોગી નથી જ હોતું; બહુજ લાંબી નજરે જોઈએ છતાં, એનું જ્ઞાન એણે એની પાસેજ ભંડારી રાખવું જોઈએ. મૌન પાળવું જોઈએ. જોજો, કોઈ ખરેખરો સાધુ હોય તો મૌન પાળે, અને કદાચ કંઈ કહેવાનો પ્રસંગ આવે તો તે એવું બોલે કે કોઈ સમજે જ નહી. એ સાધુને કશાયની જરૂર ન હોય, પોતાના જ કામમાં રત હોય. બીજાઓને માથે નકામી આફત ઊભી ન કરે. લોકો કેમ જીવે છે તે જોવાનું કામ સાધુઓનું નથી. સાધુએ તો પોતે પવિત્ર જીવન ગાળવું જોઈએ. જંગલમાં રહેવું જોઈએ કે હિમાલયમાં વસવું જોઈએ. માણુસોથી દૂર દૂર–સાંસારિક જીવનમાં ડખલ કરવાનું કે ટીકા કરવાનું એનું કામ નહીં. એમણે દરેક માટે ભજન કર્યા કરવું જોઈએ. જગતનાં દુઃખ, શોક, પાપ–એમાં મારાં અને તમારાંય ખરાં–એ બધા માટે તપ કરવું જોઈએ. એથી તો જગતની માયા તેને છોડી જાય છે. જેથી બરાબર તપ કરી શકે, ખરેખર. (અટકે છે) પણુ તમે કઈ જાતના સાધુ છો ? તમારે ઓળખાણુપીછાણુ નહીં, કોઈ જાતની ગળે માળા કે કંઠી નહીં. દરેક સારા લોકોને કોઈ કોઈ તો ઓળખપાળખ હોય છે–અને હોવી જ જોઈએ. હા.

લક્ષ્મણ : લોકો હોય છે તેવા જ સીધા માણુસો પણુ હોય છે.

કાળીદાસ : મજાક ન કરો. નવા નવા કોયડામાં મારી જોડે વાત ન કરો. તમે અલક–મલકની વાતો જાણતા હશો, એટલી હું પણ જાણું છું. લોકો અને માણસો એ બેમાં ફેર શો?

લક્ષ્મણ : હું કહું છુ તેમાં કોઈ સમસ્યા કે કોયડો નથી. કેટલીક જમીન ખેડવા માટે નકામી હોય છે, અને કેટલીક જમીન ફળદ્રૂપ હોય છે. એમાં જે વાવો તે ઊગે; બસ આટલો જ તફાવત છે.

કાળીદાસ : પણ તમારા કહેવાનો અર્થ નથી સમજાતો.

લક્ષ્મણ : તમારો જ દાખલો લો; ભગવાન જાતે તમને કહે કે કાળીદાસ માણુસ બનો. છતાં ખુદ ભગવાનનું કહ્યું નકામું જશે; તમે જેવા છો તેવા જ રહી જશો!

કાળીદાસ : તમને ખબર છે, કે મારી ઘરવાળીના મામા પોલીસમાં છે, અને જો હું...

[ વારાસણી દાખલ થાય છે. ]

વારાસણી : એ સાંભળો છો, ચાહ પીવા ચાલો.

કાળીદાસ : (લક્ષ્મણને) હા, તમને ફરી કીધું સાંભળી લેજો. અહીંથી જતા રહો. મારી ધર્મશાળા ખાલી કરી નાખો.

વારાસણી : હા, બુઢાજી, અહીંથી ઉચાળા ભરો. તમને તો પગે લાગ્યા. તમારી જીભડી સરખી જ નથી રહેતી. અને કોને ખબર જેલખેલ તોડી સાધુના વેશમાં સંતાતા નહીં ફરતા હો તે.

કાળીદાસ : હવે જો અહીં ફરી પગ મૂક્યો છે તો ખબર લઈ નાખીશ.

લક્ષ્મણ : તમારા મામાને બોલાવી લાવોને. બોલાવો એમને, કહેવા ખપ લાગશે કે તમે એક ભાગેડુ કેદીને હાથ કર્યો છે. અને કદાચ એના બદલામાં તમને ઈનામ મળે તો પણ ના ન કહેવાય.

[ નીચેની બારીમાં બબલો દેખાય છે. ]

બબલો : શું થઈ રહ્યું છે? ઈનામમાં શું વેચાય છે?

લક્ષ્મણ : ઈનામમાં મને વેચવાને આ એ ધમકી આપે છે.

વારાસણી : (કાળીદાસને) ચાલો આપણે જતા રહીએ.

બબલો : ત્રણેક રૂપિયાનું ઈનામ છે. જો, જો, બુઢાજી ! એ લોકો તો એકાદ રૂપિયો મળે તો પણ તમને વેચી ખાય એવા છે.

કાળીદાસ : (બબલાને) બ્રહ્મરાક્ષસ જેવું તારું મોઢું લઈ ટળીશ ?

વારાસણી : (જતાં જતાં) આખી દુનિયા પાપીઓથી ભરાઈ ગઈ લાગે છે.

લક્ષ્મણ : પણ તમને તો તમારી ચાહ મીઠી લાગશે, નહીં વારુ ?

વારાસણી : (પાછું જોઈને) તમારી જીભડી બંધ કરશો? ગંદા ગમાર નહિ તો !

[એ અને કાળીદાસ જતા રહે છે.]

લક્ષ્મણ : આજે રાતે હું હવે જતો રહેવાનો.

બબલો : હા એ જ સારું છે. વેળાસર જતા રહેવામાં જ માલ છે.

લક્ષ્મણ : ખરું કહે છે.

બબલો : હું કહું છું તે ખરું જ હોય. હું બચી ગયો છું, કારણ કે, હું વેળાસર નાસી છૂટચો હતો.

લક્ષ્મણ : અંદામાનની સહેલ ચાખેલી ?

બબલો : ચોક્કસ આમ બન્યું હતું. મારી વહુ એક ચમાર જોડે આડો વ્યવહાર રાખતી થઈ ગઈ હતી. ચમાર ઘણો હોશિયાર હતો. કૂતરાના ચામડાને રંગીને એવા બનાવે કે જાણે હરણના ચામડા હોય. બિલાડીના ચામડાને વિલાયતી કાંગારૂના જેવું બનાવી મૂકે. આવો હોશિયાર. ઠીક, મારી વહુ અને આ ચમારનો સંબંધ એટલો બધો નજીકનો થતો ગયો કે મને ડર લાગવા માંડયો કે આ બે જણા ભેગા મળી મને ઝેર દેશે, અથવા મારાથી છુટકારો મેળવવા ગમે તેમ કરશે. મેં મારી વહુને ઝુડવા માંડી તો ચમાર મને ઝુડતો હતો. ચમાર એક નંબરનો લડવાડીઓ. એક વાર મારી અડધી દાઢી ખેંચી કાઢી અને મારી પાંસળી ભાંગી કાઢી. મને ઝાળ ચઢી ગઈ તે એક દાંડે મારી વહુના માથામાં કુહાડો માર્યો. આમને આમ અમારી લઢાઈ ચાલ્યા જ કરતી હતી. પછી મને ભાળ પડી કે આમ તો હું મારું સ્થાન નહીં રાખી શકું. એ લોકો તો મારો લાભ લેતા હતા. એથી મેં મારી વહુને મારી જ નાખવાનો વિચાર કર્યો. મારી નાખવા મક્કમ થયો ત્યાં મને વેળાસર ભાન થયું અને મારી નાંખવાનું મેં પડતું મૂક્યું અને હું ભાગી છૂટ્યો.

લક્ષ્મણ : મારી નાખવાનું પડતું મેલ્યું અને ભાગી છૂટ્યો, એ સારું કર્યું.

બબલો : મારું કારખાનું મારી વહુના નામ ઉપર હતું, એટલે આ તમે જુઓ છો તેવો તારાજ થઈ ગયો છું. જો કે મારી દુકાનની આમદાની મેં પીઠા ભેગી કરી છે, પણ શું કરું મને દારૂની બુરી લત લાગી છે.

લક્ષ્મણ : દારૂની લત છે, અરેરે !

બબલો : બહુ ખોટી લત. દારૂની તલપ લાગે છે, ત્યારે મારી પાસે જે કાંઈ હોય તે વેચી સાટી પીઠા ભેગું કરું છું. ચામડું રહી જાય છે. બીજું તો દુઃખ એ છે કે હું બહુ આળસુ છું. મને કામનો બહુ કંટાળો છે.

[ સંતોષ અને નાયક ચર્ચા કરતા પ્રવેશ કરે છે. ]

નાયક : તમે જુઠું બોલો છો, દાદાજી! આમને કહી દો એ જુઠું બોલે છે. હું જાઉં છું. મારે આજે કામ હતું છતાં દારૂને અડકયો નથી. બીજું એ કે આ રહ્યા મારી પાસે ત્રીસ રૂપિયા છતાં આજે ડાહ્યો રહ્યો છું.

સંતોષ : એટલું મને આપી દો. તારા બદલામાં હું પી આવીશ, અથવા જુગાર રમી આવીશ.

નાયક : તમારે રસ્તે પડો. આ તો મારી સારવારની મુસાફરી માટે છે.

લક્ષ્મણ : (સંતોષને) એ બીચારાને નાહીંમત શીદ કરો છો.

સંતોષ : કહો. કહો. ઓ જાદુગરો! ઓ દેવના લાડીલાઓ! મારા ગ્રહોએ મારા નસીબમાં શું માંડયું છે? ભાઈ! મેં એક એક કોડી ગુમાવી દીધી. દાદાજી! ધરતી હજી રસાતાળ નથી થઈ ગઈ. મારા કરતાં ઘણા હોંશિયાર જુગારીઓ પડયા છે.

લક્ષ્મણ : તમે ખરેખર ફક્કડ આદમી છો. બહુ મજાના માણસો છો.

બબલો : આમ આવ તો નાયક!

[ નાયક બારી પાસે જાય છે. અને બબલા આગળ ઊભો રહે છે. તેઓ ધીમે અવાજે વાતો કરે છે ]

સંતોષ : હું નાનો હતો ત્યારે બહુ મોજીલો હતો. બુઢ્ઢાજી ! એ દિવસોની યાદ પણ મજાહની છે. હું સુખી ને ભાગ્યશાળી હતો. સુંદર નૃત્ય કરતો. રંગભૂમિ ઉપર આવી લોકોને હસતા કરી મૂકતો ત્યારે બહુ સરસ વખત જતો હતો.

લક્ષ્મણ : તો એ રસ્તેથી તમને કોણે અવળા વાળ્યા ?

સંતોષ : બુઢાજી ! તમે તો વધારે પડતા ઉત્સુક માણસ છો. તમને આટલી આટલી વાત જાણવાની ઇંતેજારી શા માટે છે ?

લક્ષ્મણ : મારે માણસોની લઢણોનો અભ્યાસ કરવો છે. આજે તમારા સામી નજર માંડું છું, અને તમને ઓળખી પણ શકતો નથી. તમારામાં ભરપૂર પુરુષાતન છે. અને ભેજું પણ ભરપૂર છે ! પછી કેમ એકાએક......

સંતોષ : જેલ, બુઢાજી, જેલ ! હું ચાર વરસ અને સાત માસ જેલમાં રહ્યો. જેલયાત્રા કરી આવેલો માણસ કાંઈ જ ના જઈ શકે. ગાંધી બાપુની માફક હું ઓછો જ જેલમાં ગયો હતો ! આજે સરકારમાં એકાદ પ્રધાનપદની ખુરસી મને મળી શકે તેમ નથી. મારા જેવો જેલવાસી કયાંય ન જઈ શકે.

લક્ષ્મણ : તો તમે જેલ જવા જેવું શું કર્યું હતું !

સંતોષ : એક મગતરા જેવા કારણ માટે મેં ગુસ્સામાં એને મારી નાંખ્યો. જુગાર રમવાનું પણ હું જેલમાં જ શીખેલો.

લક્ષ્મણ : કોઈ સ્ત્રીના ફંદામાં ફસીને ખૂન કર્યું હતું ?

સંતોષ : મારી બહેન માટે ખૂન કર્યું હતું, પણ હવે માથાકુટ ના કરો. મને કોઈ સવાલો પૂછે તે નથી ગમતું. વળી પાછું આ બધું ઘણા વખત પહેલાં બની ગયું હતું. મારી બહેન પણ મરી ગઈ અને ત્યારબાદ નવ વરસ પણ પસાર થઈ ગયાં. મારી બહેન બહુ જ નાજુક અને વહાલસોઈ હતી.

લક્ષ્મણ : તમે જીવનને બહુ જ હળવું ગણી લો છો, એ કબૂલ કર્યા વગર છુટકો નથી. પેલો લુહાર કાળુજી એવી ચીસો પાડતો નાઠો કે જાણે ધાડ પડી.

સંતોષ : કાળુજી ?

લક્ષ્મણ : હા—હા—એજ બૂમ પાડતો નાઠો. કામ નહીં–કંઈ જ નહીં.

સંતોષ : એ તો ટેવાઈ જશે. મને જ નવાઈ લાગે છે કે હવે હું શું કરીશ ?

લક્ષ્મણ : (ચુપકીદીથી) જો એ આવે.

[ માથુ ઢળેલું રાખી કાળુજી ધીમે ડગલે પ્રવેશે છે. ]

સંતોષ : હે ઘરભંગ આદમી ! કેમ આટલો બધો શોકમાં ગરકાવ છે ? તારા મગજમાં શું રમી રહ્યું છે ?

કાળુજી : મારે શું કરવું એનો વિચાર કરું છું. મારી પાસે ઓજારો નથી. પેલીની મરણ ક્રિયા પાછળ બધાં જ વેચી માર્યાં.

સંતોષ : તો હું તમને સલાહ આપું ? તમે કશું જ ન કરતાં; તમારા જેવાથી ધરતી ભલે ભારે મરતી.

કાળુજી : તમારે તો વાતો કરવી છે, મારે તો શરમથી બુડી મરવા જેવું છે.

સંતોષ : એ ભૂલી જાવ. આપણે જનાવર કરતાંય ભૂંડે હાલે જીવીએ છીએ. તેનાથી લોકોને શરમ નથી આવતી. આનો પૂરો વિચાર કરો. કામ છોડી દો. મેં છોડી દીધું છે. બીજા સેંકડો હજારો કામ વગરના છે.–દરેક જણ ! સમજ્યા ? દરેકને કામ નથી હોતું. કોઈને કામ નથી જોઈતું. પછી શું થશે ?

કાળુજી : બધા ભૂખ્યા મરી જશે !

લક્ષ્મણ : (સંતોષને) તમારા જેવા વિચારવાળાઓએ દિગંબરપંથી થવું જોઈએ. તમારા જેવા જ દિગંબરો હોય છે.

સંતોસ : હું જાણું છું, પણ એ લોકો મૂર્ખ નથી, બહુ બુદ્ધિશાળી હોય છે. દાદા !

[ કાળીદાસની બારીમાંથી નારાયણીની
બુમો આવે છે. "મેં શું ભુંડું કર્યું
છે? મેં શું ખરાબ કર્યું છે?" ]

લક્ષ્મણ : ( ભયથી ) નારાયણીનો અવાજ લાગે છે, અરે ભગવાન !

[ અવાજ, ધડો, થાળીઓના ખખડાટ વગેરે
કાળીદાસના રહેઠાણમાંથી આવે જાય છે. ]

કાળીદાસ : ( નેપથ્યે ) ચંડાળ ! ડાકણ—!

વારાસણી : ( નેપથ્યે ) ઉભી રહે, હું તારૂં ઠેકાણું કરુ છું !

નારાયણી : ( નેપથ્યે ) મને મારે રે—ઓ મરી ગઈ રે.

સંતોષ : ( બારી વાટે બૂમો પાડતો ) અરે, જવા દો,

લક્ષ્મણ : ( ધ્રુજતો ) વેલજીને બોલાવવો જોઈએ ! ઓ ભગવાન ! કોઈ છે ! દોડો–દોડો–દોડો.

નાયક : ( દોડતો ) હું બોલાવી લાવું છું.

બગલો : ઢોરની જેમ ઝુડે છે.

સંતોષ : ચાલો બુઢાજી ! આપણે છોડાવીએ !

લક્ષ્મણ : ( સંતોષની પાછળ જતો ) મારાથી નહીં છોડાવાય. ના, રે ! વેલજી વેળાસર આવે તો જ બને.

[ બન્ને જતા રહે છે ]

[ કાળીદાસના રહેઠાણનો ઘોંઘાટ બંધ પડી જાય છે. રહેઠાણના મુખ્ય ખંડમાં ઘોંઘાટ ધકેલાયો હોય તેમ લાગે છે. "બંધ કરો" એવી લક્ષ્મણની બુમ સંભળાય છે. જાણે કુહાડાનો ઘા પડતો હોય તેમ જોરથી બારણું બંધ થવાનો અવાજ આવી ઘોંઘાટ દબાવી દે છે. તખ્તા પર શાંતિ છે. ઝાંખો પ્રકાશ. ]

કાળુજી : ( બેધ્યાન, બેદરકાર બેઠો છે તેની બેઠક પણ ઊંધી વાળેલી છે; હાથ મસળતો હોય છે; કંઈ બબડવા માંડે છે શરૂઆતમાં કંઈ સમજાતું નથી ) હવે કેમ કરવું ? મારે તો

જીવવું રહ્યું. (અવાજ મોટો કરી) મારે જીવવા માર્ગ જોઇએ. ના જોઇએ? એક નથી રહ્યો. મારે કાંઇ નથી. મારી જાત વગર કાંઇ નથી રહ્યું. આ એકલો હું રહી ગયો છું કોઈની મદદ પણ નથી.

[ ટેકડો મારી ચાલ્યો જાય છે. ગભરાવે તેવી શાંતિથી કેટલીક પળો વીતે છે. પછી રસ્તામાં કોલાહલ ઉપડે છે. તે વધવા માંડે છે અને પાસે આવતો જાય છે. ને પછીથી દરેક વ્યકિતના અવાજો સ્પષ્ટ સાંભળી શકાય છે. ]

વારાસણી : હું એની બહેન છું જવા દો!

કાળીદાસ : તમારો શો હક છે?

વારાસણી : કામીજ નહી તો! કા...મી...જ...

સંતોષ : વેલજીને બોલાવો, જલદી કરો ભૈયાજી!

[ પોલીસની સીસોટીનો અવાજ સંભળાય છે. પઠાણ ઝોળીમાં જખમ્યો હાથ રાખી દોડતો દેખાય છે. ]

પઠાણ : દિનમેં ખૂન હુવા! કયા કાનૂન! કયા સરકાર! અબ અંધાધૂંધી હો ગઈ! કોઈ કાનૂન માનતા હી નહિ!

[ ભૈયાજી પ્રવેશે છે. પાછળ મહાદેવ આવે છે ]

ભૈયાજી : એસી ટક્કર લગાઈ.

મહાદેવ : એમ મારામારી કરવાની તમારી મગદુર શી છે?

પઠાણ : તુમ ફરજ બજાવ.—ચલો!

મહાદેવ : (પઠાણના પાછળ દોડતો) ઊભો રહે મારી વ્હીસલ લાવ.

[ કાળીદાસ દોડતો આવે છે ]

કાળીદાસ : મહાદેવ મામા! પકડો, જેલ ભેગો કરો!

[ કાશી અને નાથી નારાયણીને ખભે ટેકવી ખુણા તરફથી પ્રવેશે છે. તેમની પાછળ સંતોષ આવે છે. અને જેવો વારાસણીને જુએ છે તેઓ તે પાછા ડગ ભરી દે છે. વારાસણી હાથ ઉછાળતી નારાયણીને મારવા પ્રયાસ કરે

છે. અલારખા ગાંડાની માફક વારાસણી અને નારાયણીની વચ્ચે તુટી પડે છે. અને સીટીઓ વગાડવા માંડે છે, બુમો ચીસો પાડવા માંડે છે. બીજી કેટલીક ઝાંખી આકૃતિઓ સ્ત્રી અને પુરુષોની આવે છે. ]

સંતોષ: ઓ ચીબરી ! હવે તું મને મારે છે ?

વારાસણીઃ હરામીજ ! દૂર હટ ! એ મને ઢુંપો દેવા આવે તો હું એનો જાન લઈશ.

કાશી : ( નારાયણીને દૂર લઈ જતી ) વારાસણી ! જરા શરમાવ શરમાવ ! આ જનાવરવેડા મૂકો.

મહાદેવ : (સંતોષને પકડીને ) હં, હવે હાથ લાગ્યો ?

સંતોષ : ભિયાજી પાસો ફેંકો. વેલજી...વેલજી

[ નારાયણીને લાકડાની ભારી પાસે લઈ જઈ બેસાડી છે. બીજાઓ રસ્તામાં ટોળાબંધ ઊભા છે. વેલજી ધીમેથી અને ધીરજથી કોણીઓ મારતો રસ્તો કરી આગળ આવે છે. ]

વેલજી : નારાયણી ક્યાં છે ? આહ, તમે ?

[ કાળીદાસ હાથે કરી ખૂણામાં લપાઈ જાય છે. ]

કાળીદાસ : ( નેપથ્યે ) મામા ! વેલજીને પકડો; દોડો, દોડો, વેલજીને પકડો ! વેલજી ચોર છે !

વેલજી : ( દાંતપીસી ) હટ કુતરા !

[ મુકી ઉગામી કાળીદાસને જરા મકારે છે. કાળીદાસ જમીન ઉપર ગબડી પડે છે, ફક્ત ખૂણેથી તેના શરીરનો ઉપરનો ભાગ દેખાય છે. વેલજી નારાયણી પાસે ચાલ્યો જાય છે. ]

વારાસણીઃ વેલજીનું કંઈ કરો. ઓ મારા ભાઈઓ ! એને મારો, એ ચોર છે.

મહાદેવ : ( સંતોષને બૂમ પાડતો ) આ ઝગડાથી દૂર રહેજો. આ કુંટુંબનો ઝગડો કહેવાય. અને કાલ એ બધા એક થઈ જશે અને તમે ?

વેલજી : તને શું કર્યું ? ચપ્પુ માર્યું. ?

કાશી : જુઓને એ નરાધમે શું કર્યું છે ? આ છોકરીના પગ ઉપર ઉકળતું તેલ રેડયું છે.

નાથી : એના ઉપર મરચાં ભભરાવ્યાં.

પઠાણ : આકસીડંટ ? સચ જાનો, કયા ? બાત ન કરો.

નારાયણી: (બેભાનમાં) વેલજી મને લઈ જાવ ગમે ત્યાં............

વારાસણી: ઓ ભગવાન જુઓ જુઓ એ ગુજરી ગયા. એણે મારી નાખ્યા રે...

[ દરેક જણ કાળીદાસની આગળ કુંડાળું વળે છે. બબલો ટોળામાંથી બહાર આવી વેલજી પાસે જાય છે. ]

બબલો : (ધીરે અવાજે) જો, વેલજી પેલો ડચરો—ખબર છે, શું ખતમ થઈ ગયો ?

વેલજી : (બબલાનું કહેવું સમજ્યા વગર તેના સામું જોઈને) કોઈને બોલાવ. આને હૉસ્પીતાલ મોકલવી છે. ઠીક હું જ આની હારે જઈશ.

બબલો : હું કહેતો હતો કે પેલા ડચરાને કોઈએ પુરો કર્યો.

[ અગ્નિમાં પાણી પડવાથી ઝંકાર થઈ જેમ શાંત થઈ જાય છે તેમ તખ્તા પર ગુટક ગુટક અવાજો આવી શાંતિ પથરાય છે. "ખરેખર" "તમને ક્યાંથી ખબર મળી" ઠીક "ચાલો ભાગી જઈએ" "તમને શું લાગે છે" "ઓ તોબા" "શોધી કાઢોને" ટોળું વિખરાય છે. બબલો, પઠાણ, નાથી, કાશી વગેરે કાળીદાસના શબ તરફ જાય છે. [

વારાસણી : (જમીન ઉપરથી ઊભી થઈ બૂમો પાડતી) એણે મારા ધણીને મારી નાખ્યો રે. એણે મારી નાખ્યો રે. (વિજયી અવાજે) આ રહ્યો ખૂની. વેલજીએ ખૂન કર્યું, મેં જોયું.

ભાઈલાઓ! મેં સગી આંખે જોયું છે. ઠીક, વેલજી! પોલીસને હવે શું કહેશો?

વેલજી : ( નારાયણીને છોડીને )દૂર હટ અહીંથી ( શબ તરફ જોઈ ને વારાસણીને) ઠીક તું ખુશ છે. ( શબને પગ અટકાડે છે] ઘરડો કુકકર ગુજરી ગયો. તારો મારગ મોકળો થયો. તારૂં પણ કાચટીયું કર્યું હોત તો ઠીક થાત.

[ વારાસણી ઉપર તૂટી પડે છે પણ ભૈયાજી અને સંતોષ ઝડપથી વચ્ચે પડી રોકે છે વારાસણી નાસી જાય છે. ]

સંતોષ : ભાન રાખ, ભાઈ!

ભૈયાજી : ઓયરે! તું કંઈ આગમાં કૂદે છે?

[ વારાસણી પાછી આવે છે ]

વારાસણી : હવે શું, વેલજી? નસીબ કોઈને છોડતું નથી. મહાદેવ મામા! ફોજદાર સાબને બોલાવો. તમારી સીસોટી વગાડો.

મહાદેવ : ચંડાળો મારી સીસોટી ઉપાડી ગયા છે.

અલારખા : આ રહી ( વગાડે છે; મહાદેવ એની પાછળ દોડે છે. )

સંતોષ : (વેલજીને નારાયણી પાસે દોરી જતા) ગભરાઈશ નહી, વેલજી! લડતાં એક માણસ મરી જાય તો બહુ ગંભીર કશું જ નથી. એનું કશું જ પરીણામ નહીં આવે......

નારાયણી : વેલજીને પકડી રાખો. એણે જ એમને મારી નાખ્યા. મેં સગી આંખે જોયું છે.

સંતોષ : થોડીવાર એ ડચરાને તો મેં પણ માર માર્યો હતો. એને મારી નાખવા માટે બહુ કરવાની જરૂર જ ન હતી. મને સાક્ષી રાખજે વેલજી!

વેલજી : મારે સાક્ષી ફાક્ષી કોઈની જરૂર નથી. મારે તો વારાસણીને આ કીસ્સામાં સંડોવવી છે. એ હું કરીશ. એને જ એના ધણીનું ખૂન કરાવવું હતું અને એણે મને ઉશ્કેરીને કરાવ્યું.

નારાયણી : (એકાએક મોટા અવાજે) ઓ...હ...હવે સમજી. એમ વાત છે, વેલજી! ઓ જગતના લોકો જોજો, આમાં આ બંને સામેલ છે. મારી બહેન અને એ બંને સામેલ–તેમણે જ ખટપટ કરી, કેમ ખરું ને વેલજી? ઓ જગતના લોકો! હું શું કહું? જીભ પણ ન ચાલે. મારી બહેન એમની રખાત, જાણી લેજો–જોઈ લેજો—બંને ગુન્હેગાર છે. એના ધણીનું એણે એમની પાસે ખૂન કરાવ્યું છે. એ જ એમના મારગમાં આડા આવતા હતા અને એક હું આડી આવતી હતી. તેથી મને પાંગળી બનાવી.

વેલજી : નારાયણી! તું શું બોલે છે?

સંતોષ : આ શું બાફે છે?

વારાસણી : જૂઠી; એ જૂઠું બોલે છે. હું? એ તો વેલજી હતો કે જેણે મારા ધણીને મારી નાખ્યો બાપ.

નારાયણી : આમાં બંને સામેલ છો. હું તો તમને બંનેને ભાંડુ છું— હું તો બંનેને ભાંડુ છું.

સંતોષ : આવું જ બને જાય છે; જોજે, વેલજી! આ લોકો તારું મોત ના બગાડે.

ભૈયાજી : સમજમેં આ ન સકે, એસા પેચીદા મામલા હૈ રામ...... રામ......ક્યા બનાઈ હૈ?

વેલજી ; કહે છે તે ખરેખર સાચું માને જ છે, નારાયણી? તું ખરેખર માને છે કે મેં અને એણે...

સંતોષ : સાચો સાચ, વિચાર, નારાયણી.

વારાસણી : (નેપથ્ય) માર્ગમાં મારા ધણીનું ખૂન થયું છે. સાહેબ! વેલજી ડાકુએ એમને મારી નાખ્યા. ફોજદાર સાહેબ, મેં સગી આંખે જોયું છે. બધા એ જોતા હતા.........

નારાયણી : (બેભાન તરફડિયાં મારતી) લોકો! મારી બહેન અને વેલજીએ એને મારી નાખ્યો. પોલીસ! મારું સાંભળો; પેલી મારી બહેને એને શીખવ્યું—એણે કર્યું—એને વાલમ મળ્યો—એ રહ્યો—ફટ ભૂંડા! એમણે એ માણસ મારી નાખ્યો. એમને પકડો; એમના પર કામ ચલાવો—મને પણ લઈ ચાલો જેલમાં; ભગવાન ખાતર મને પણ જેલ ભેગી કરો.

પડદો

# અંક ચોથો

[ પહેલા અંકનું દૃશ્ય; વેલજીનો ભાગ દૂર કરવામાં આવ્યો છે. અને તેમાં આગળની જેમ કશું જ વિભાગ જેવું નથી; એક ખૂણામાં પઠાણ સુઈ રહે છે. તે બેચેન છે. અને કોઈ કોઈ વખત આહની વરાળો કાઢે છે. એરણવાળો લાકડાનો કકડો કે જેના ઉપર કાળુજી કામ કરતો હતો તે પણ જતો રહ્યો છે. કાળુજી તૂટેલા મેજ આગળ બેઠો છે, અને હાથમાં એક નાનકડું પીપડું છે. મેજને બીજે છેડે સંતોષ, ઉમરાવ અને નાથી બેઠેલાં છે. એ લોકોની આગળ દારૂની બાટલીઓ પડેલી છે. એક મોટો રોટલો પડ્યો છે. નાયક અભરાઈ ઉપર જ છે અને ઉધરસ ખાતો અને પડખાં ફેરવતો સાંભળી શકાય છે. સમય રાતનો છે. મેજના ખૂણે પડેલી બત્તીથી દૃશ્ય પ્રકાશમાન બન્યું છે; બહાર પવન ફુંકાય છે.]

**કાળુજી :** હા. હા. આવા જ કોઈ ગોટાળામાં તે ભાગી ગયો.

**ઉમરાવ :** પોલીસના હાથમાંથી ભાગ્યો, જાણે ધુમાડો દેવતાથી ભાગ્યો.

**સંતોષ :** પુણ્યશાળીઓની નજરમાંથી પાપીઓ આમ જ ભાગે છે.

**નાથી :** બહુજ ફક્કડ બુઢાજી હતા. અને તમે માણસો એવાના સહવાસને લાયક જ નથી; તમે લોકો તો કાટ છો, કાટ.

**ઉમરાવ :** (દારૂ પીતો) આપ નામદાર મહારાણીની મુબારકબાદીમાં.

**સંતોષ :** હા, એ બુઢો રસ પડે તેવો ઉસ્તાદ હતો. તો એનામાં એક વાત બની ગઈ હતી. આને એને માટે ઉમળકો હતો.

**નાથી :** હા, મને એને માટે ઉમળકો હતો. નો'તો એમ નહી કહું; એ જાણતા હતા, એ સમજતા હતા.

**સંતોષ :** (હસતો) અને વધારામાં તો થોડાવત્તા માણસોને મન તે દાંત વગરનાને શીરો મળે તેના જેવી હતી.

ઉમરાવ : ( હસતાં ) ડોસીમાના રેંટિયા જેવા.

કાળુજી : એમને તો બધા માટે દયામાયા હતી. તમને નથી !

સંતોષ : હું તમારી દયા ખાઉં તેથી તમારું શું ભલું થશે ?

કાળુજી : કોઇની દયા ખાતાં ન આવડે; પણ કોઈ માણસને હાનિ ન કરવી એટલું તો આવડવું જોઇએ.

પઠાણ : ( ખાટલામાંથી બેઠો થઈ એક બાળકને ઝુલાવતો. ) બુઢા અચ્છા થા. એની રૂહમાં કાનુન થા, દિલમાં કાનુન હો વો અચ્છા હૈ. કાનુન તોડી દિયા વો ડુલ.

ઉમરાવ : શેનો કાનુન, પઠાણ ?

પઠાણ : હોતા હૈ તુમ જાનતે હો.

ઉમરાવ: આગળ ચલાવો.

પઠાણ : વહી કાનૂન : વહી કાનૂન.

સંતોષ : આને તો પોલીસનો કાયદો કહે છે.

ઉમરાવ: ઇન્ડીયન પીનલ કોડ પણ એને કહેવાય છે.

પઠાણ : નહી...કુરાન સાહબ કાનુન હમારા કુરાન રૂહમેં કુરાન, હોના ચાહીએ.

કાળુજી : ( પીપુડી વગાડતો ) છોડો એ વાતો, આ સાંભળો. પઠાણ ખરું કહે છે. શાસ્ત્રોએ કહ્યા પ્રમાણે જીવવું જોઈએ, વેદ મુનિઓએ કહ્યા પરમાણે.

સંતોષ : જીવો ત્યારે

ઉમરાવ: હા...જીવોને.

પઠાણ : હઝરત મહમદ પયગંબર સાહબને કુરાનમાં કહા વો કાનુન મેં યાં લીખા હૈ, તુમ જીયો, ઔરકો જીનેદો ! પીછે સમય આગે બઢે; કુરાન કાફી ન રહા—વખ્ત નયા કાનુન દેતા હૈ. હરેક નયા વખ્ત નયા કાનુન દેતા હૈ.

સંતોષ : બરાબર છે. સમય આવ્યો અને એણે પોલીસ કાયદો આપ્યો; મજબુત ધારાઓ હવે કાંઈ ભૂંસાવાના નથી.

નાથી : (એનો હાથ મેજ ઉપર પછાડી) હું તમારી જોડે શીદ રહી? હું જતી રહું છું. ગમે ત્યાં ધરતીને છેડે—

ઉમરાવ : નામદારખાનુ ! પગરખાં વગર જશો !

નાથી : તદ્દન ઉઘાડી.—હાથે પગે ઢસડીને જવાનું થશે તોય જઈશ.

ઉમરાવ : નામદારખાનુ એ એક સુંદર તમાશો થશે. અને ખાસ કરીને આપ હાથે પગે ચાલશો ત્યારે.

નાથી : હા ! હું ઢોરની માફક હાથે પગે ચાલવા ખુશી છું પણ તમારું મોં જોવા રાજી નાથી. ઓહ, હું લોકોથી—જીવનથી બધાથી એટલી બધી કંટાળી ગઈ છું કે ન પુછો વાત.

સંતોષ : જ્યારે તમે જાવ ત્યારે નાયકને સાથે લેતા જજો. એ પણ ત્યાં આવવા તૈયાર છે. એના ધ્યાનમાં ઉતર્યું છે કે ધરતીનાં છેડાથી એક વેંત દૂર એક દવાખાનું છે; શરાબી માટે.

નાયક : (અભરાઈ બહાર ડોકું કાઢી) શરાબ માટે નહી—શરીર માટે—મુરખ નહી તો !

સંતોષ : દારૂથી વિષમય બનેલા શરીર માટે.

નાયક : જશે, જશે, જશે. જરા ઉભા રહે. એ જાય છે જ.

ઉમરાવ : સાહેબબહાદુર ! કોણ જાય છે?

નાયક : હું.

ઉમરાવ : શાબાશ. દેવીનો દાસ. દેવીનું નામ શું ? નાટકની દેવી— કરુણાંત નાટકની-એને શું નામ આપીએ છીએ?

નાયક : રસ કહીએ છીએ. મૂરખ. રસની દેવી ! નહી ?

સંતોષ : સરસ્વતી—લક્ષ્મી, પારવતી—સીતા ! અહીં કોને ખબર છે ! કઈ દેવી ? ઉમરાવ ! પેલા બુઢ્ઢાજીએ શું કરી મૂક્યું છે, તે દેખાય છે ! ઉમરાવ એણે ભોજકની આ હાલત કરી મૂકી છે.

ઉમરાવ : તો બુઢ્ઢો મૂરખ છે.

ભોજક : જંગલીઓ. "અમે જોગી બધા સ્મશાનો ઢુંઢનારાઓ" આ એક કવિતા ગઝલ છે.

હં. એ પણ એક જગાએ શાંતિ ગોતી લેશે. જ્યાં કોઈ નહી...કોઈ નહી.

ઉમરાવ : જ્યાં કાંઈજ નથી ત્યાં સાહેબ બહાદુર, શૂન્યમાં ?

નાયક : હા શુન્ય.

" તું અલ્યા કોણને કોણ વળગી રહ્યો
વગર સમજ્યે કહે 'મારૂં' 'મારૂં'
દેહ તારો નથી જો તું જુગતે કરી
રાખતા નવ રહે નીશ્ચે જાયે.
દેહ સબંધ તજ્યે અવનવા બહુ થશે.
પુત્ર કલત્ર પરીવાર થાયે.

તમે શાને માટે જીવો છો ? શાને માટે ?

ઉમરાવ : તમે રાજા મહારાજ કે પંડિત કે વૈરાગી હો તો પણ બરાડા પાડવા છોડો.

નાયક : તમારી જીદગીના સાંગંદ, હું તો બરાડા પાડવાનો જ.

નાથી : ( મેજ ઉપરથી માથું ઉંચે કરી બે હાથ પહોળા કરી ) બરાડા પાડો ! બુમ પાડો. છો બધા સાંભળે.

ઉમરાવ : નામદારબાનું એનો અર્થ જ શું છે ?

સંતોષ : એમની વાતોને પડતી મુકો, ઉમરાવ. એમને ફોડવા દો માથાં. પાડવા દો બરાડા, કુટવા દો કપાળ. એ તો કરશે એમનું કામ, પેલા બુદ્ધાજી કહેતા હતા. તેમ આપણે લોકોના મારગમાં ન આવવું, એ બુદ્ધાજી. હાં આપણા જેવા ટોળાને એક સરખી રીતે જોતરનારા ધુસરી જેવા હતા.

કાળુજી : એણે બધાને કંઈક જતા રહેવાનું કહ્યું પણ રસ્તો ન બતાવ્યો.

ઉમરાવ : બુદ્ધાજી ઢોંગી હતો.

નાથી : જુઠું ! તમે ઢોંગી છો.

ઉમરાવ : શ શ શ આપ નામદાર બાનુ !

કાળુજી : બુદ્ધાજીને સાચે ગમતું નહીં ! સત્યનો એ ધરખમ વીરોધ

કરે. અને એમનું માનવું સાચુ હતું. હું પણ કહું છું. આપણે સત્યને શું કરવાના હતા? જો એના વગર જીવીજ ન શકાય તો આ ખાન સાહેબ જેમનો હાથ કારખાનામાં છુંદઈ ગયો–હવે કાપી નાખવો પડશે આજ સત્ય છે.

સંતોષ : (મેજ ઉપર મુઠી પછાડી) ચૂપ કરો. જનાવરો, ગદ્ધાઓ નહી તો; બુઢ્ઢાજી માટે આટલુંજ બસ છે. (અવાજ શાંત કરી) ઉમરાવ, તમે આ બધાથ ઉતરતા છો. તમે કંઇજ સમજતા નથી, અને જૂઠું બોલો છો. બુઢ્ઢાજી ઢોંગી નો'તા. સત્ય શું છે? માણુસ એજ સત્ય છે. આ સત્ય તે સમજતા હતા. તમે સમજતા નથી, તમે પાણા જેવા કોરા ધાકોર છો. હુ એ બુઢ્ઢાજીને સમજ્યો છું, બરાબર સમજ્યો છું. એ ચોક્કસ જુઠું બોલતા પણ તે તમારી દયા ખાઈ ને, તમારો ઉત્પાત શાંત રાખવા; ઘણા લોકો એવા હોય છે કે કેવળ બીજાની દયા ખાતર જુઠું બોલે છે. હું જાણું છું. મેં એવું ઘણું વાંચ્યું છે. મહાભારતમાંનરો વા કુંજરોવા એ યુધિષ્ઠરનું એક વાકય એવું એક ઉદાહરણ છે. જુઠાણા ઘણીવાર સુંદર, ઉતેજક અને પ્રેરણાદાયક હોય છે. જુઠાણાંઓ એવાં પણ હોય છે, કે દિલાસો આપે, કિસ્મત સાથે યારી કરી આપે. મજદુરના ખભો તોડના બોજાને પણ ન્યાયી ઠરાવે તેવાં પણ જુઠાણાં હોય છે. અને ભુખમરા માટે મરતા માણુસને પણ ગુન્હેગાર ઠરાવે. હું જુઠાણા જાણું છું. અલ્પાત્મા જેઓ બીજાનાં પરસેવા પર જીવે છે તેમને જુઠાણાંઓની જરૂર છે. નીર્બળોને તેમાં ટેકો મળે છે. શોષકો તેમને પડદા તરીકે વાપરે છે. પણ માણુસ જે પોતાના જાતનો માલીક છે, જે સ્વતંત્ર અને સ્વાશ્રયી છે, તેમને જુઠાણાંની કદી જરૂર પડતી નથી. જુઠાણાં માલીકોનો ધર્મ છે. સત્ય એ મુકતાત્માનો પરમાત્મા છે.

ઉમરાવ : શાબાશ, શાબાશ, મારો સંપૂર્ણ ટેકો છે, તમે એક મુક્ત

અવધૂત છો.

સંતોષ : એક ઠગે શાહુકારની જબાન કેમ વાપરવી જ્યારે શાહુકારો અનેક વેળા ઠગની જબાન વાપરી ચુકે છે? હા, હું ઘણું કહેવું ભુલી ગયો છતાં થોડું કહીશ. એ બુઢાજી ધડ પર માથુ લઈ ફરતા હતા. કટાયલા સીક્કા પર તેજાબની અસર થાય તેવી અસર તેમણે મારા પર કરી છે, એ બુઢાજી આજે આપણા અંતરમાં જીવે છે. એમની આંખોએ એ બધું નિહાળેલ છે. મે એક વેળા પુછ્યું "દાદાજી લોકો શાને ખાતર જીવે છે" (લક્ષ્મણનો અવાજ અને રીત-ભાતનો ચાળો કરી) તેઓ તો કાંઇક સારૂં બનવાનું છે એ આશાએ જીવે છે. દોસ્ત, એમ માનો કે લોકો શીલ્પિઓ છે. તેઓ જીવે જાય છે; આજે તેમાંના બધાજ જીવનથી થાકી હારી ગયા છે. પણ એક દા'ડો એક શીલ્પિ જન્મે છે. જાણે કે એના જેવો એના પહેલાં કદીય જન્મ્યોજ ન હતો. ધરતીએ જોયો ન હતો. દરેકને આંજી નાખે છે: શીલ્પનો ધંધોજ બદલી નાખે છે; અને એકજ કુદકે એ વીસ વર્ષની પ્રગતિ કરી નાંખે છે. તેવીજ રીતે બીજા બધા લોકો લુહાર સુથાર, ખેડુત, મજુર, પેલા ઉસ્તાદો પણ કંઇક સરસ બનવાનું છે એજ આશાએ જીવે છે. ઉદય-શંકર આવ્યો અને નૃત્યની આપણા ભાવના અને નજર બદલી નાખ્યાં, રાજા રવીવર્મા, પંડીત વિશ્નુ દીગંબર તેમજ બીજાઓ એ એવુંજ કર્યું છે. આ જનતાના લોકો તો સેંકડો બલ્કે યુગેયુગે આવા નરોત્તમો માટેજ જીવતા હોય છે,

(નાથી એક ધ્યાન થઇ સંતોષને સાંભળી રહી છે. કાળુજીએ પીપુડી નીચે મુકી દીધી છે. અને સાંભળે છે. ઉમરાવ માથું નીચું ઢાળી મેજ ઉપર આંગળીઓથી તાલ

આપતો સાંભળે કે નાયક અભરાઈ ઉપરથી ચુપકીદીથી ખાટલામાં ઉતરી પડે છે.)

' દરેક જણ દોસ્તો, દરેક જણ કંઈક સારાની આશાએ જ જીવે છે અને તેથી જ આપણે દરેક માણસ માટે કરુણા, મૈત્રી અને દોસ્તી રાખવી જોઈએ. કોને ખબર છે કે તમારે આંગણે આવેલા માણસમાં શું છુપાયેલું છે? શા માટે એ જન્મ્યો છે? અને શું કરી શકે તેમ છે? કદાચ આપણા સદભાગ્યેજ એ જન્મ્યો હોય, આપણીજ ઉન્નતિ ખાતર અને ખાસ કરીને તો ઉગતા આદમીઓની દરકાર આપણે વધારે લેવી જોઈએ. બાળકોને ખુબ રમવાનું જોઈએ છે. એમનાં જીવન જોડે ચેડા ન કરશો; એમનાં તરફ મમતા રાખજો.''

ઉમરાવ: (વિચાર પુર્વક) હું, કંઈક સારાની આશાએ અમારા કુટુંબની યાદ આવે છે; બહુ જુનું કુંટુબ હતું. રાજા રામચંદ્રના વખતથી ઉતરી આવેલું. શુરવીરોનું, દાતાઓનું. અમારા કુંટુંબના મુળ બાપ દાદાઓ ઉત્તર ધ્રૂવમાંથી અહીં આવી વસેલા. બધા જ રાજ દરબારે નોકરી કરતા અને ઊંચો દરજ્જો ભોગવતા; છેવટમાં ઔરંગઝેબના વખતમાં મારા વડદાદા ગણપતરાવ ઘણે ઉંચે દરજ્જે હતા. અમારી પાસે ઘણો પૈસો, વાડી, વજીફા, ઘોડા, સુખ, સાહબી હતાં.

નાથી : જુઠા! આમાંનું કાંઈ ન હતું.

ઉમરાવ: (એકદમ કુદીને) શું?

નાથી : કંઈ ન હતું.

ઉમરાવ: [બરાડો પાડી] દિલ્હીમાં ઘર હતું. પુનામાં ઘર હતું, રથ સાથે પાલખીઓ અને ઘોડેસ્વારો......

[કાળુજી પીપુડી ઉંચકી એક બાજુ જતો રહે છે અને દશ્ય જોયા કરે છે.]

નાથી : આમાનું કાંઈ ન હતું.

ઉમરાવ: ચૂપ કર સેંકડો બાંદીઓ હતી.

નાથી : આમાંના કાંઈ ન હતું.

ઉમરાવ: તને મારી નાખીશ.

નાથી : [નાસી જવાની તૈયારી કરતાં] એ રથ બથ કાંઈ ન હતું.

સંતોષ : જવા દે, નાથી ! એમને ના ચીઢવીશ.

ઉમરાવ: ઉભી રહે, ચકલી ! મારા વડ દાદા......

નાથી : તમારે વડદાદા જ ન હતા, કશું જ ન હતું. (સંતોષ હસે છે.)

ઉમરાવ : ( ઉશ્કેરાટથી થાકી જઈ પાટલી પર બેસી જાય છે. ) સંતોષ આ ચકલીને કહી દો. તમે પણ હસો છો ? તમે પણ મારૂં નથી માનતા ? (મેજ પછાડતો નીરાશામાં બુમો પાડે છે. ) આ બધું જ હતું, તમે બધા ખાડમાં પડો ! જહન્નમમાં જાઓ.

નાથી : ( વિજયી દશામાં ) આ, આહા તમે બુમો પાડો છો ને કોઈ તમારૂં ન માને ત્યારે કેવું માઠું લાગે છે તેની ખબર પડે છે ને ?

કાળુજી : (મેજ પાસે આવીને) મેં તો ધાર્યું તું કે લઢવાડ થશે.

પઠાણ : આહ, લોકો પાગલ છે, બૂરા છે !

ઉમરાવ : હું કોઈને મારૂં અપમાન ન કરવા દઉં, મારી પાસે સાબિતિઓ છે,

સંતોષ ; એ વાત છોડી દો ને ! તમારા વડ દાદાની રથની વાતો ભુલી જાવ ! ભુતકાળના રથોમાં બેસી આજે તમે ક્યાંય ફરી નથી શકવાના

ઉમરાવ : પણ એની આવી મગદુર ?

નાથી : માનો કે મગદુર કરી.

સંતોષ : જરા સમજો કે એણે મગદુરી બતાવી તોય એ તમારાથી

બહુ હલકી છે. હા, જોકે ભૂતકાળમાં એને ખરેખર તમારી માફક રથ, પાલખી, વડદાદા એવું બધું ન હતું, એને એના મા અને બાપ પણ ન હતા.

ઉમરાવ : ( ઠંડો થઈ જઈને ) ખાડામાં પડો, તમે તો ઠંડે કલેજે વાત કરો છો.

સંતોષ : ( થોડી વાર શાંતી ) તું દવાખાનામાં કોઈકવાર જતી'તી, નાથી ?

નાથી : શા માટે ?

સંતોષ : નારાયણીને જોવા.

નાથી : તમે બહુ મોડી ખબર પુછી. એ તો ક્યારનીએ દવાખાનેથી જતી રહી છે. દવાખાનેથી નીકળી તે વખતથી દેખવામાં જ નથી આવતી; કોઈએ એને જોઇ નથી.

સંતોષ : તો વરાળ થઈ ને ઉડી ગઈ લાગે છે.

કાળુજી : હવે જોવાની ગમ્મત આવશે કે કોણ એક બીજાનું પનોતપનોત કાઢે છે. વેલજી વારાસણીનું કે પછી વારાસણી વેલજીનું.

નાથી : વારાસણી જીતી જશે. માળી ઘણી ચકોર બાયડી છે; અને વેલજીને કાળાપાણી જવું પડશે.

સંતોષ : લઢવાડમાં ખુન થઈ જાય તો તેને લાંબી જેલ થાય.

નાથી : તો બધું એળે જાય; એને તો કાળાં પાણી જ શોભે, જેમ કચરો ઉકરડે નાંખીએ છીએ તેમ તમને બધાને ભેગા કરી કાળાં પાણીએ કાઢવા જોઈએ.

સંતોષ : ( ચમકીને ) અલી તું કાંઈ ગાંડી તો નથી થઈ ગઈ.

ઉમરાવ : આ અવળચંડાઇ માટે તો એનું માથું જ ભાંગી નાખું.

નાથી : ભાંગી તો જુઓ, હાથ તો અડકાડો.

ઉમરાવ : હા, હા, અડકાડીશ.

સંતોષ : જવા દો; કાંઈ અડકવાની જરૂર નથી. બીજાને ઈજા

ન કરવી; પેલો બુઢો સાધુ મારા ભેજામાંથી ખસતો જ નથી. ( હસે છે ) બીજાને ન કરવી છતાં મને કોઈએ એકવાર ઈજા પહોંચાડી હતી; એક જ ઘાએ જીંદગી લગણ ના ભુલું તેવી ઇજા કરી હતી. મારે શું કરવું? માફી આપવી ? તમારી કસમ એ કદી નહી બને.

ઉમરાવ : ( નાથીને ) આખરે ! તને ખરેખર કહી દઉં છું તું મારા જેવડી નથી. તું તો મારી ચરણરજ છે.

નાથી : વાહરે મારા ફુલણજી, ઈયળ પાપડીમાં રહે, તેમ અહીં રહી હવે ક્યાં જતા રહેવું છે ?

( બધા હસી પડે છે )

કાળુજી : વાહરે, સુરતી પાપડી. આહ, વેય મારા ફુલણજી.

ઉમરાવ : આ સુરત પર ચીઢાય શું !

નાથી : તમે હસો છો, ઢોંગી ! તમને લાગતું નથી કે આ ગમ્મત છે.

નાયક : ( ગંભીરતાથી ) સારી મજેની આપો.

નાથી : મારી તાકાત હોત ને તો હું તમને બધાને આમ ઢાળી દેત ( એક પ્યાલો ઉંચકી જમીન પર પટકે છે. )

પઠાણ : પગલી ! યે કયા કરતી હે ? પગલી !

ઉમરાવ : ( ઉભા થઈને ) મારે એને શાણપણ શીખવાડવું પડશે.

નાથી : ( પડાળીના બારણા તરફ દોડી જતી ) લેતા જાજો ડામ !

સંતોષ : (એની પાછળ દોડતો) હેં ઉભી રહે. કોને ચીઢાવે છે? આ બધું શું કરે છે ?

નાથી : જનાવરો ! મને થતું હતું કે તમને કોગળીયું આવશે. જનાવરો ! ( પડાળીમાં અંદ્રશ્ય થાય છે. )

ભોજક : ( ગંભીરતાથી ) શ્રી હરી, શ્રી હરી, કલ્યાણમસ્તુ.

પઠાણ : આહ, બહુત નાદન, બહુત નાપાક !

કાળુજી : ધોકે નાર પાંજરી; એને ધોકાની જરૂર છે.

**ઉમરાવ:** આ તે કઈ જાતની કુતરી છે ?

કાળુજી : (પીપુડી વગાડતો) એ વાત ખતમ થઈ ! ધણીપણાનું નીશાન પણ રહ્યુ નથી.

સંતોષ : ચાલો, જામ ચઢાવીએ !

કાળુજી : હા, એમજ ઠીક છે.

સંતોષ : કેમ ? તમે ખગ. અમારી જેમ ?

કાળુજી : (એનો જામ હેઠો મુકી, તેના ખુણામાં આવેલા ખાટલા તરફ જાય છે.) ઠીક છે. દરેક જગાએ એકજ જાતનાં માણસો હોય છે. પહેલી નજરે આપણને એમ નથી દેખાતું; પાછળથી જેમ વધારે સારી રીતે નજર કરીએ છીએ ત્યારે લાગે છે કે આખરે એ માણસોજ છે; ઠીક છે; મારા ભાઈ ! ( પઠાણ ફાટેલી શેતરંજી ખાટલા પાસે પાથરે છે; ગુંઠણીએ પડે છે અને નમાઝ પઢવા માંડે છે. )

**ઉમરાવ:** (સંતોષને પઠાણ બતાવી) જો જો......

સંતોષ : એ કરતા હોય તેમ કરવા દો. ભલા આદમી છે ! ( હસે છે ) ભગવાન જાણે કેમ પણ આજે હું કંઈ ઔર રંગમાં છું.

**ઉમરાવ:** તમને ચાવી ચઢી હોય ત્યારે રંગમાંજ હો છો; રંગતમાં અને ચાલાક....

**સંતોષ:** હું જરા જામ ચઢાવું છું ત્યારેજ બધું ગમે છે. પેલા સરસ ભક્તિ કરે છે. માનવને શ્રદ્ધા હો યા નહી એતો એણે પોતાનેજ જોવાનું છે. **આદમી તો આઝાદ** છે. એની આસ્તા માટે અને નાસ્તીકતા માટે, પ્રેમ માટે, આદર માટે, જ્ઞાન માટે, કાર્ય માટે, દરેક દરેક વાતની કીંમત એ પૂરેપૂરી ચૂકવે છે. અને તેથીજ એ મૂક્ત રહી શકે છે. **માનવ એજ એક સત્ય છે.** તો તો માનવ એટલે શું ? તમે કે બીજાઓ એટલે માનવ નહી ! ના–લગારે નહી–

તમે, હું, બુદ્ધજી, રામ, અશોક, મહમદ પયગંબર સાહેબ, આ બધાજ એકમાંજ (હવામાં માણસની મહાન આકૃતી હાથ વતી દોરવા પ્રયાસ કરે છે.) સમજાય છે.? બહુજ **અદ્ભુત છે. આની અંદરજ બધા આદિ અને અંત** છે. દરેક વસ્તુ માનવામાં–દરેક વસ્તુમાં માનવજ અમર રહે છે. બીજાં બધાં તો તેના હાથ પગ અને મગજનું કામ કરે છે. માનવ એ ભવ્ય છે. એને તો તેજ વર્તુલ છે. 'માનવ' આપણે તેનો આદર કરવાનો છે; દયા ખાવાની નથી; હલકો ગણવાનો નથી. એનો આદર કરવાનો છે. આદર દેવાનુંજ કામ આપણે કરવાનું છે. (ઉભો થાય છે) આપણે માણસ લાગીએ તે સારું લેખાય છે. હું ડામીજ છું; ખૂની છું; ઠગારો છું. એ બધું સહી. હું જ્યારે શેરીમાં ફરું છું ત્યારે લોકો તો હું પલીત હોઉં તેમ મારા તરફ જુએ છે. મારાથી આડા ફંટાઈ જાય છે. મારા શુકન લેતા નથી. પછી પાછું વાળી મારા તરફ જુએ છે. અને ઘણી વખત બોલે છે 'ડાકુ છપર પગો.' 'મજુરી કર.' મજુરી કરું ? શા માટે ? મારું શરીર માગે અને સંતોષ પામે તેને માટે ? ( હસે છે ) જે લોકોનો મુખ્ય હેતુ સંતોષનો છે, તેમના તરફ મને નફરત છે. સંતોષની અગત્ય જીવતા માણસને નથી.

ઉમરાવ : ( માથું ધૂણાવી ) તમે તમારે બોલે જાવ. એજ સારું છે. એ તમારા હૈયાને ગરમાવો આપશે. મારી પાસે એવું કાંઈજ નથી એટલું હું બોલી શકતો નથી. ( આસપાસ જુવે છે. અને સાવચેતીથી ધીમેથી બોલે છે.) કેટલીક વાર મને ગભરાટ થાય છે. તમને ખબર છે? મને વેદના થઈ આવે છે, મને ભય લાગે છે.

સંતોષ : ( આંટા મારતો ) છટ નાદાન ! માનવને ભય શાનો ?

ઉમરાવ : મને યાદ છે ત્યાં લગી હું કહી શકું છું. ત્યારથી મારા મગજમાં ડુમો ભરાયો હોય તેમ મને લાગે છે. :હું કંઈ સમજી શકતો નથી. મેં ફક્ત કપડા બદલ્યાં કર્યાં છે, તે સીવાય કેવળ કાંઈ નથી કર્યું. તેવી વિચિત્ર ભાવના મારામાં પેસી ગઈ છે. પણ તેનું આખરે પરીણામ શું? હું કાંઈ ગોતી શકતો નથી. મને શીક્ષણ આપવામાં આવ્યું હતું. કોલેજના ઝભ્ભા પણ પહેર્યા છે. પણ હું શું ભણ્યો? મને કશુંજ યાદ નથી. હું પરણ્યો અલબત એક સ્ત્રીનેજ; પણ એ સાદાં કપડાં પહેરવાનું જાણવા કરતાં ગધેડાની ગુણો અને તેની પુંછડી કેમ પહેરવી તે વધારે જાણતી હતી. કેમ? મને ખબર નથી. મારે માલ મીલ્કત હતી; રેશમી અને જરીનાં પેહરણો પહેર્યાં હતાં. પણ એ બધાં મેં કેવી રીતે સાફ કરી મુકયાં? મને ખબર પણ ન પડી. સરકારી અમલદારીની મારી નોકરી હતી. પટાવાળા, ગાડી અને બહાર સલામી પણ સરકારના પૈસા ઉચાપત કર્યા, જેલની કોટડી ભેગો થયો; અને ચક્કી પીસવા મલી; અત્યારે આ હાલતમાં બદલાયો છું; અને આ બધુંજ જાણે સ્વપ્નામાં બન્યું હોય તેમ લાગે છે; ખરેખર હસવા જેવી વાત છે.

સંતોષ : ખાસ હસવા જેવી વાત તો નહી. પણ મૂર્ખ વાત લાગે છે.

ઉમરાવ : હા, મને પણ લાગે છે કે મૂર્ખ વાત છે. છતાં હું જનમ્યો છું તેને માટે વિધિએ કોઈ કારણ તો સરજ્યું હશેને? તમને નથી લાગતું?

સંતોષ : (હસતો) કદાચ હોય પણ ખરૂં. સારૂં બનવાની આશાએ જ માણસ જન્મે છે (માથું ધુણાવે છે)

ઉમરાવ : પેલો નાથી ક્યાં ભાગી ગઈ હશે! લાવ શોધી કાઢું.

(ઉમરાવ જાય છે થોડીવાર શાંતી ફેલાય છે.)

નાયક : પઠાણ, બાનુ સાહેબ. ( પઠાણ તેનું માથું ફેરવે છે ) બંદગી કરો તો મારે માટે પણ કરજો.

પઠાણ : કયા ?

નાયક : ( વધારે નમ્ર અવાજે ) મારે માટે પણ બંદગી કરજો.

પઠાણ : ( થોડી વાર પછી ) તુમ ખુદહી બંદગી કર લો.

નાયક : (અભરાઈ ઉપરથી નીચે ઉતાવળો ઉતરી મેજ પાસે જાય છે, થોડો દારૂ ધ્રૂજતા હાથે કાઢે છે નીચે મુકી દે છે, અને પડાળીમાં લગભગ દોડી જતાં) બસ હવે હું જાઉં જ છું.

સંતોષ : એ વહીયાત–વંઠેલ ક્યાં જાય છે ? ( સીટી વગાડે છે) ( મહાદેવ આવે છે; એણે સ્ત્રીની જરીની બંડી પહેરેલી છે અને બબલો આવે છે. બન્ને થોડાક પીધેલા છે; બબલાના હાથમાં ફુલની માળા છે; બીજા હાથમાં દહીંનો દડીયો છે; તાડીની બાટલી બગલમાં મારેલી છે અને બીજી ગજવામાં ડોકીયું કરતી હોય છે. )

મહાદેવ : ઉંટ તો કાન વગરનું એક જાતનું–ગધેડું છે.

બબલો : એ ભુલી જા. તું. તારી જાતેજ ગધેડો છું.

મહાદેવ : ઉંટને કાન હોતાજ નથી. એ તો એના નસકોરાથી સાંભળે છે.

બબલો : ( સંતોષને ) હું તમને પીડે પીડે ગોતી વળ્યો દોસ્ત; આ બાટલો લઈ લો, મારા હાથ નવરા નથી.

સંતોષ : આ તારો હાર મેજ પર મુકી દે એટલે હાથ નવરો થશે.

બબલો : બરાબર બરાબર. ખરો મારો ભગાવાન. જુઓ ! પોલીસ મહાજન ! આ રહ્યો ચબરક આદમી. કેમ છે કે નહી ?

મહાદેવ : બધાજ ડામાંજ હોશીયાર અને ચબરાક હોય છે. હું જાણું ને ? એ મગજમારી વગર જીવીજ ન શકે. ભલા માણસો મુર્ખ હોઈ શકે; છતા સારાં કહેવડાવે પણ ભુંડા માણસો પાસે તો ભેજું હોવુંજ જોઈએ. ઉંટ બાબતમાં તું ખોટો

છે. ઉંટ ભાર ઉંચકનારું પ્રાણી છે. અને તેને શીંગડાં દાંત નથી હોતા.—

બબલો: બધા ક્યાં ગયા? અહીં કોઈ નથી જાણતું? એમ તમે બહાર આવો; ત્યાં ખુંણામાં કોણ છે?

સંતોષ: અલ્યા તારા પૈસા કેટલી જલ્દીથી પી નાખીશ, ચાડીયા?

બબલો: હવે તો ઝપાટો લગાવ્યો. આ વખતે તો થોડી મુડીજ બાકી રહી છે. ભૈયાજી, ભૈયાજી ક્યાં છે?

કાળુજી: (મેજ પાસે જઈને) એ બહાર ગયા છે.

બબલો: બરરડીડો...બરર બરર ટકકી હાઉ ભસ નહી! પીઓ આનંદ કરો. ખાબોચીયામાંથી બહાર આવો. હું દરેકને મીજબાની આપુ છું. હું પૈસાદાર હોત તો મેં મફત દારૂના પીઠાં ઉઘાડયાં હોત, તમને ખાત્રી છે ને મેં ઉઘાડયાં હોત? પીઠામાં નાચ ગાન અને રમત પણ રાખત. દરેક જણ આવી શકે, પીએ, ખાય. સંગીત સાંભળે અને હૈયાં હલકાં કરે. તમે ગરીબ માણસ છો? બે ધડક અંદર ચાલ્યા આવો, મારા મફત દારૂના પીઠામાં, સંતોષ! હું તને ત્યાં બોલાવીને તને ત્યાંને ત્યાં મારી અર્ધી મીલ્કત આપી દઉં, ત્યાંને ત્યાંજ.—

સંતોષ: કાંઈ નહી. અત્યારે પાસે હોય તેટલું જ આપી દેને! ચાલશે.

બબલો: મારી બધીજ મીલ્કત હમણાં જ લઈ લે. આ રહ્યો રૂપીયો. આ રહી પાવલી. આ રહ્યાં ત્રાંબાઓ; આમાં બધું જ આવી ગયું.

સંતોષ: ફકકડ! આ બધા મારા હાથમાં વધારે સલામત રહેશે, હું એનાથી જુગાર રમીશ.

મહાદેવ: હું સાક્ષી છું કે આ પૈસા અનામત આપ્યા છે. કેટલી રકમ છે?

બબલો: તમે તમે તો ઉંટ છો. અમારે સાક્ષીની જરૂર નથી.

(ઉઘાડા પગે અલારખા આવે છે.)

બબલો : આવો ! તમે તમારા હોઠ ભીના કરો. મીજાજ ઠેકાણે આવી જશે. દોસ્ત ! તમે ગાઓ અને નાચો એ મજાહ આવશે પણ દારૂ ના પીતા ! દારુ માનવી માટે બહુ ખરાબ છે, ખરાબ છે.

અલારખ : તમારા સામું જોઈને જ હું એ કહી દઉં. તમે જ્યારે પીધેલા હો ત્યારે જ માણુસ જેવા લાગો છો. કાળુજી, ઢોલક ઠીક કરી દીધું છે !

(ગાતો ગાતો નાચે છે)

લાવો, લાવો, ઈન્સાન નજરે લાવો.
લાવો, લાવો, ઇન્સાન નજર લાવો.
ચાંદા સુરજની મશાલ ફરતી,
તારાની આંખો,
આકાશે ટમ ટમ ટમ ટમ કરતી.
ઈન્સાન નજર ના'વે. ક્યાંય નજર નાવે
લાવો લાવો ઈન્સાન નજરે લાવો.
ઠંડી ખુબ વરસે છે. ભાઈલાઓ ! હું ધ્રૂજુ છું.

મહાદેવ : અને હું પુછું કે એ ઈન્સાન કોણ છે. ?

બબલો : એની વાત છોડો તમે તમારી પોલીસની ફરજ પરથી ફારેગ થયા છો, ખતમ થયું. હવે તમે પોલીસે નથી અને મામા પણ નથી.

અલારખા : કાશી મામીના વર થયા છો.

બબલો : તમારી એક ભાણી જેલમાં, બીજી મરવા પડી છે.

મહાદેવ : જૂઠ્ઠાં, એ મરવા નથી પડી, ગુમ થઈ છે. (સંતોષ હસે છે.)

બબલો : એ બધું એકનું એકજ છે. ભાઈ, ભાણી વગરના મામા કેવા ?

અલારખા : નામદાર ! ઇન્સાનીયતની બાધા રાખો, સુખ લુંટાવો, અલબેલા. અલબેલાઓ પ્રેમ બતાવો, વેર ઝેરને વીસરાવો. ઓ' અલ્લાહ ! બહુ ઠંડી છે.

[ ભૈયાજી દાખલ થાય છે. વખતો વખત આ અંકના અંત સુધી સ્ત્રી અને પુરુષો દાખલ થાય છે. તેમના કપડાં ઠીકઠીક કરી ખાટલાઓમાં મશગુલ બને છે. ]

ભૈયાજી : બબલા ! તુમ ભાગે કહાં.

બબલા : ભૈયાજી આવો બેસો, ચાલો ! કંઈ લલકારો મારૂં પેલું ગમતું ગીત; એહ...

પઠાણ : રાતમેં લોક સો જાઓ; ગાઓ દીનભર.

સંતોષ : ખાન સાહેબ; એ તો ઠીક. તમે અહીં આવોને !

પઠાણ : ઠીક કયા હે ? ધમાલ; ગીત ગાઓ:, ધમાલ મચાવઃ

બબલો : ( પઠાણ પાસે જઈને ) હાથે કેમ છે ? ખાન સાહેબ ! એ લોકે એ કાપી નાંખ્યો.

પઠાણ : કયસે કાપેગા ? મેં દેખું !

ભૈયાજી : ખાન સાહેબ હાથ વગર કયા કરોગે ? ખુબ નાકામીયાબ હો જાએગા. ઈન્સાન બીગર હાથ કુછ નહી હોતા હે ! અપને જેસે આદમીકા કીંમત હાથ ઔર કમરસે હી હોતી હૈ હાથ નહી તો ફીર આદમી નહી. હાં, આપકા મુશ્કીલ મામલા હૈ; લે ! લો, જરાસા શરાબ પીઓ. ઔર જાનેદો સબ ચીજ જહાન્નમમેં !

કાશી : (પ્રવેશ કરી) ઠંડી બરફ જેવી ઠંડી; મારા પોલીસ મહાજન આવી ગયા કે ! પોલીસ મહાજન......

મહાદેવ : આ રહ્યો.

કાશી : મારી કાંચળી કઢારી બેઠા કે પાછી ! અને આ તમારા મોં પરથી તો જરા નશો કર્યો લાગે છે. કેમ ! કેમ કર્યો વારૂ ?

મહાદેવ : આજે વરસગાંઠ હતી. આ બબલાનીસ્તો. વળી પાછી ઠંડી ખુબ હતી.

કાશી : ઠંડી ? જુઓ સાચે, કે આ નકામાં વેણુ મારી આગળ ન કાઢશો. જાવ સુઈ જાવ.

**મહાદેવ :** ( રસોડા તરફ જતા ) સૂઈ જાઉં ? એ તો બંદા કરી શકશે; મારે મુંબઈ જવું છે. વેળા પણ થઈ છે.

**સંતોષ :** તમે તો ભારે સખત ! એમ કેમ ?

**કાશી :** એના વગર ચાલે તેમ નથી. એના જેવા આદમીને તો લેનસર રાખવો જોઈએ. મેં તો મારો લાભ વિચારીને જ એની જોડે ઘર-ઘરણું કર્યું છે. પણ છેવાડે તો એ રહ્યા પોલીસ ભાઈ, તમે બધા હરાયા માણસ અને હું રહી બૈરાની જાત. મને ડોસ દીઠે છે તેજ દાંડેથી જ પીવા માંડે; એ મને નો પરવડે.

**સંતોષ :** તો તમે માટીડાને બરાબર ના ગોત્યો.

**કાશી :** તમારી ભૂલ થાય છે। તમારા જેવા તો મારી આગળ ઘડી ના ટકી શકે. અને અમારા જેવાને અમારા લાગના જ ફાવે; કદાચ માનો કે તમારા જેવાએ મારી જોડે ઘર માંડ્યું. પણ હા મને તો જુગારમાં ઉભો જ દાવ આવેને ? ભા ? મારું તો ઠીક; પણ મારી સાત પેઢીને દાવમાં મેલવાં પડે.

**સંતોષ :** ( હસતો ) ખરું કહ્યું, માજી ! જુગારમાં તમને મૂકીને મને હારવાનો શોખ થાય ખરો.

**કાશી :** ઉભો રે, અલ્યા અલારખા !

**અલારખ :** એ આઘા રહો-મને પકડ્યો !

**કાશી :** અલ્યા ! મારે માટે તું શું કે' તો, ફરતો' તો.

**અલારખ :** હું, હું બધું જ કરું છું. જેવું હોય તેવું ઢાંકપીછોડા વગરનું હું કહેતો હતો, " એક બાઈ જ, જોવા જેવી છે. માંસ, મેદ અને હાડકાં, એ ભેંસ ભેગી કરો તેવડી છે. પણ એનામાં રજ જેવડું ભેજું નથી. "

**કાશી :** અલ્યા આવું જુઠું ! ભેજું તો ઘણું ય છે. જોઈએ તો ગાડાં મોકલજે, ભરી આપીશ. પણ લ્યા ! એમ કેમ કે'તો હતો કે હું મારા પોલીસ મહાજનને ઝૂડું છું.

અલારખા : તમે એમના ઝાંખરા ખેંચતાં હતા એટલે મેં માન્યું કે તમે મારો છો.

કાશી : (હસતી) લ્યા ! તું તો મુરખો છે; જાણે કે જોતો જ ન હોય. વગર મફતનો શીદ કાદવ ઉછાળે છે. વધારામાં એ બચારીનો મરદ જો—તને કેવુંક અવળું લાગે ? આવી તારી વાતોથી દારૂની લતે ચઢી ગયા.

અલારખ : તો પેલી કહેવત ખરી છે. નારી નરકનું બાર.

(સંતોષ અને કાળુજી હસે છે)

કાશી : તારી તો જીભ કુહાડાની છે; તું તો કઈ જાતનો આદમી છે, અલારખ ?

અલારખ : તમે જોયા હોય તેમાં સૌથી સારો આદમી હું છું. હું કઈ પણ કરી શકું છું. મારી નજરમા કંઈ આવે કે તરતજ હું ઉડયો સમજો.

બબલો : (પઠાણના ખાટલા પાસે) ચાલો અમે તો આખી રાતનો ઉજાગરો કરાવીશું. ભૈયાજી આ જે રાતે ભજન ગાવાં છે.

પઠાણ : ભજન, અચ્છા !

અલારખ : હું ઢોલક વગાડીશ !

સંતોષ : હું સાંભળીશ !

પઠાણ : (હસતા) અચ્છા, બબલા—તુમારી શરાબ હમને પી ડાલા હૈ. નાચો

બબલો : એમ તો બીજો જામ ભરો ! બેસો ભયાજી ! આહ ! દોસ્ત...માણુસને બહુ ના જોઈએ. કેમ કાંઈ જોઇએ ? હું આ રહ્યો...મેં થોડો પીધો. હું ખુશ થયો. ભયાજી, મારૂં પેલું પસંદ કરેલું ભજન થવા દો હું ગાવા લાગીશ અને રડીશ.

ભૈયાજી : હે...ભટકતા ભવમાં રે ગયા કાળ કોટી વહી.
હદ થઈ હાવાં રે, રાખો હરિ હાથ ગ્રહી.

અબ્લો : (ફરી શરૂ કરનો......) રે...ભટકતાં ભવમાંરે,
(પડાળીનું બારણું એકએક ઉઘાડું થઈ જાય છે. ઉમરાવ ઉંબર ઉપર ઊભો બુમ મારે છે)

**ઉમરાવ : ઓ દોડો–એકદમ દોડો–ધાજો–આ લીંમડાંની ડાળીએ નાયકે ફાંસો ખાધો. (એકદમ સામાન્ય શાંતિથઈ જાય છે. ઉમરાવ તરફ બધાજ જોઈ રહે છે. નાથી ઉમરાવની પીઠ પાછળ દેખાય છે. અને ધીમેથી ઉઘાડી આંખે મેજ પાસે ચાલી જાય છે.)**

સંતોષ : (નમ્ર અવાજે ; આહ. ભજન બગાડયું !—મૂરખ

**પડદો**

**ખાસ નોંધ...**

આ નાટકની કોઈ પણ પ્રકારની રજુઆત માટે લેખકની પરવાનગી આવશ્યક છે. તેને માટે ૫૮, સ્વસ્તીક સોસાયટી, કોમર્સ કોલેજ રોડ, અમદાવાદ નં. ૯, એ સરનામે પત્રવ્યવહાર કરવો.

૫. ૩ ૧૯૪૮
શુક્રવાર.

ગિરીશ ભચેચ

# મેક્સિમ ગોર્કીની રંગભૂમિ

**મૂળ લેખક : એલેકઝાંડર બક્ષી,**

**અનુવાદક : દમયંતી શુક્લ.**

૧૯૩૬માં મેક્સિમ ગોર્કીનું મૃત્યુ થયું. તેનાં જીવનકાળ દરમિયાન રશિયામાં ઘણા મહાન બનાવો બન્યા. ૧૮૬૮માં તેનો જન્મ થયો ત્યારે ગુલામોની પ્રથા નાબુદ થઈ ચુકી હતી; પરંતુ એ કાળી કથાનું સ્મરણ લોકોને તાજુ હતું. નવાં રાજકીય અને આર્થિક બળો સક્રિય બન્યાં હતાં. રશિયન ઉમરાવો અને જમીનદારોનો વર્ગ અધ:પતનને આરે પહોંચી ગયો હતો. એ વર્ગનું એકહથ્થુ સત્તાધીશપણુ દૂર થતું જતું હતું. અને એ વર્ગે સ્થાપેલ સંસ્કારબિજ નાબુદ થતું જતું હતું એ વર્ગને હાર આપનાર વર્ગ મધ્યમ વર્ગનો બુદ્ધિજીવી વર્ગ હતો, અને પોતાની શકિતના બળે, નવસર્જનના બળે, તેણે પોતાનું સ્થાન જમાવ્યું હતું; છતાં સમગ્ર દેશ પર પોતાના ઉત્તમ વિચારોની કાયમી છાપ તે પાડી શકયો નહોતો. આતંકવાદી રીતે તે રશિયન રાજકારણમા સર્વોપરી ન બની શકયો. ૧૮૮૧મા ઝાર એલકઝાંડરનું ક્રાન્તિકારીઓએ ખૂન કર્યું પરંતુ તેથી પ્રજાસત્તાકની સ્થાપના ન થઈ. પરિણામ એ આવ્યું કે એ બુદ્ધિજીવી વર્ગ બિલકુલ અશકત બની ગયો અને પ્રગતિ કરતા યુરોપની સાથે પગેપગ મેળવા ઊભા રહેવાનું તેનું સ્થાન નષ્ટ થઇ ગયું. ગઈ સદીના અંત સુધી આ સ્થિતિ રહી. એક નવીન સામાજિક બળ જેને મુડીવાદી અને કામદાર વર્ગ કહેવામાં આવે છે તેનો જન્મ થયો. તે સમયે રશિયાના રાજકારણનું જીવન અને તેનું સાંસ્કારિક જીવન નવી જાગૃતિ પામ્યું. તેની સાથે રશિયન જીવનને બદલવાનું નવું સ્વપ્ન રશિયામાં જાગ્યું.

૧૮૯૨માં ગોર્કીની સહુ પહેલી નાની વાર્તા નવા યુગના આરંભમાં જ લોકોનું ધ્યાન ખેંચવા બહાર પડી. તેના વખતના અનુભવી લેખકો કરતાં આ ચોવીસ વર્ષનો યુવાન લેખક રશિયાના

જીવનની વાસ્તવિકતામાં કદાચ વધારે પારંગત હતો. દાદાના કુટુંબમાં ઉછરેલ, ધંધો રંગારાનો; વર્ણવી ન શકાય તેવું ક્રુર અને જુલ્મી વાતાવરણ. તેને નાની ઉંમરે પોતાની શકિતના આશરે જ જીવવાનું હતું; એક નોકરી પછી બીજી નોકરી એમ ભટકતાં, તેણે ભૂખે પેટે સખત મજૂરી કરી. જો તેને જ્ઞાનની તૃષ્ણા ન જાગી હોત તો 'Lower depths' માં તેણે દોરેલા મોચી Alioshka કે લુહાર Klestch ની જેમ જીવન પૂરું કર્યું હોત. ગમે તેમ પણ તેણે વકીલના કારકુન જેટલો અનુભવ મેળવ્યો. આ નોકરી 'પ્રતિષ્ઠિત' હતી પણ તેનાથી તેને જરાયે સંતોષ ન મળ્યો, અને દુનિયાને પીછાનવાની આતુરતાથી, પોતાના દેશ નીજની-નોવગોરોડથી ભમતાં ભમતાં, વોલ્ગાના ઉપલા ભાગમાં દક્ષિણ કોકેસસ તરફ નીકળી પડયો અને પાછો ફર્યો. આ રખડપટ્ટીના બે વર્ષમાં, તેણે રૂઢીચુસ્ત સંસ્કારવાળી જીંદગીને છેલ્લે આરે લુંટાઈ જતી જોઈ, અને તજાઈ ગયેલી જનતા વચ્ચે ઘૂમ્યો. જ્યાંસુધી તેની ટુંકી વાર્તા દ્વારા કમાયેલી કિર્તિએ સર્જનાત્મક લખાણ લખવા પ્રેરણા આપી ત્યાં સુધી તે રાજદ્રોહીઓની સાથે મિત્રાચારી દ્વારા, કે જેલના સળીયા પાછળ વારંવાર ધકેલાતાં, તેણે સમાચાર પત્રના ખબરપત્રી થવા માટે પ્રવિણતા મેળવી.

આ અનુભવોથી, સ્વાભાવિક રીતે ગોર્કી બળવાખોર થયો. તેનો બળવો જેમ જીવનની અધોગતિ અને માનવીની મલીનતા ભરી સ્થિતિ સામે હતો તેમ બુદ્ધિજીવી વર્ગ સામે હતો. કારણ કે એવા વર્ગે પોતાના જીવનનું સ્વપ્ન, તેમજ જીવનનું શૌર્ય ગૌરવ ગુમાવ્યું હતું અને અંગત ઉત્કર્ષના હીન કાર્યમાં દટાઈ ગયો હતો; એક પછી એક વાર્તામાં તેણે સમાજથી બહિષ્કૃત થયેલી અને હીનજાતિની દુનિયાને બતાવી જેનું અસ્તિત્વ સમાજમાં ચાલતી અવ્યવસ્થાની સાબીતિ રૂપ હતું. ગોર્કીનાં આ પાત્રો, આશ્ચર્ય ચકિત થવાય તેવી રીતે, દુઃખી પરિસ્થિતિમાંથી ઉંચા આવતાં, દુઃખથી

મુક્ત થતાં, બીજાઓ અને નબળા પર તિરસ્કાર દર્શાવતો, અને પોતાના વ્યક્તિગત બળને ઉજવળ બનાવતાં અને રૂઢીગત બંધનનો તોડી નાખતાં; એવાઓનું આબેહુબ વર્ણન કરવામાં આવ્યું હતું.

આવું અસ્તિત્વ ધરાવતા હલકા સમાજની સામે, તેની ખ્યાતિ સામે, અને ખાસ મૂર્તિપૂજનમાં ગુંચવાયેલી તરૂણ પ્રજા સામે, બંડ ઉઠાવવાના સંકેતરૂપ ગોર્કી બન્યો.

સાહિત્યકાર તરીકે પાકટ અવસ્થાએ પહોંચતાં ગોર્કીએ નાટયકાર તરીકે શરૂઆત કરી દીધી. આ નાટક "The smug citizens" હતું અને ૧૯૦૨ માં મોસ્કો આર્ટ થીયેટરે તે રજુ કર્યું. તેનું અનુદર્શન કરીએ તો તે બહુ મહત્વનું કાર્ય ન હતું. પણ એમાં અમુક એવી ખાસીયત હતી કે તેણે લોકોમાં સફળતા મેળવી; સુખ-સગવડભર્યાં જીવન સાથે ફીલીસ્ટાઈનના સંબંધ પર પ્રહાર તેણે કર્યા; જે લોકો પ્રાણીથી જરા બહેતર જીવન જીવવા માગતા હતા પરંતુ જીવનના સાચા હેતુનું ચોકકસ દૃષ્ટિબિંદુ ધરાવતા ન હતા તેમના પર પ્રહાર કર્યા; એ ગોર્કીના પ્રહારો તેની વાર્તાઓમાં કરવામાં આવેલા હતા અને તેથી તેના પ્રેક્ષકોએ આ નાટકને વધાવી લીધું. આ નાટકની બીજી ખાસીયત એ હતી કે સામાન્ય બુદ્ધિજીવી વર્ગ કરતાં એક કામદારનું ચિત્ર વધારે ઉંચી કક્ષાનું હતું. રશિયાના સાહિત્યના બધા પ્રોલેટેરીયન વીરનો આ પૂર્વજ, પોતાના અંતરના ઉદ્દેશને જાણતો અને પોતાના મનોરથો પાર પાડવાની શક્તિ ધરાવતો હતો. એ વખતે બુદ્ધિજીવી લોકોમાં માર્કસવાદ દાખલ થયો, અને ગોર્કીને રૂઢીચૂસ્ત બંધનો સામે બંડ ઉઠાવનારામાં માન મળ્યું.

ગોર્કીને પોતાના આ પહેલા નાટકથી બહુ આનંદ નહોતો થયો. એ પૂરૂં કર્યા પછી તેણે ચેખોવને લખ્યું: "નાટક ઘોંઘાટ ઉપજાવનારૂં અને ગરબડ કરાવનારૂં થયું; મને શુષ્ક અને જડ લાગે છે. મને તે જરાયે ગમતું નથી. આ શીયાળે હું કોઈ પણ

હીસાબે બીજું નાટક લખીશ. અને જો તે સારું નહિ લખાય તો, મારે જોઈએ છે તે મને નહિ મળે ત્યાં સુધી હું બીજાં દશ નાટક લખીશ! તે સુંદર રીતે પ્રમાણસર અને સંગિત જેવું મધુર હોવું જોઈએ."

ચેખોવના નાટક માટે ગોર્કીને જે માન હતું તે માનનું આ ટિકામાં પ્રતિબિંબ પડે છે.નાટક તેવું મધુર હોવું જોઈએ; સંગિતનો ગુણ તેણે પોતાના બીજા નાટક "At The Bottom" (ઈંગ્લીશમાં "Lower depths" તરીકે વધારે જાણીતું છે) માં અસાધારણ રીતે બતાવ્યો છે; પણ આ સંગિત, અભિનયને, નાટકની ક્રિયાને એવી ભાવ–પ્રધાન લાગણીમાંથી (જે તરબોળ કરતી ચેખોવના નાટકમાં) બહાર આવે છે તેવું નથી પણ તે કુશળતાથી દર્શાવેલાં વિચારોમાં અને સ્તબ્ધ કરી દે તેવી વિશિષ્ટતાથી બહાર આવે છે. ૧૯૦૨માં જ્યારે મૉસ્કો આર્ટ થીયેટરે આ નાટક બહાર પાડયું ત્યારે જનતામાં તેનો પડઘો ગાજી ઉઠયો. ટિકાકારોએ પરાણે પરાણે તેને સાહિત્યકૃતિ તરીકે સ્વિકાર્યું; કારણ કે નાટકનો 'સંદેશ' તેઓ સ્વિકારવા તૈયાર ન હતા. શું ઘરડો લુકા, કે જે આશ્વાસન આપવાના યત્ન નીચે જુઠાણું બોલતો હતો, તેને ગોર્કીના વિચારો દર્શાવતો ગણી શકાય, અને તેના વિચારો શું ગંભીરતાથી લઈ લેવાય! ગરમાગરમ મતભેદે એક હકીકત સ્વિકારાઈ કે 'Lower depths' ' પોતાના જ જીવનના તરંગે ચડેલ, કલાનું અસાધારણ સર્જનકાર્ય છે, અને રશિયાના રંગમંચ પર અદ્વિતીય પાત્રો રજુ કરે છે, અને તેની કુશળતા માટે ફક્ત ગ્રીબોયેડોવના "Wit works wer" અને ગોગોલના "The Inspector general" ની સાથે સરખાવી શકાય તેવી તે અનોખી ભાત પાડે છે.

એમ ન કહી શકાય કે "Lower depths" એ સંપૂર્ણરીતે કલાકૃતિ છે. પણ ફક્ત ચેખોવ જ આ ખામી તરફ આંગળી ચીંધવાને શક્તિમાન હતો, તેણે ગોર્કીને એક પત્રમાં લખ્યું.—

" તમે ખૂબ સરસ પાત્રોને ચોથા પ્રવેશમાંથી ખસેડી લીધાંછે, અને તે કારણે કાંઈ નવાજુની બને તેનું ધ્યાન રાખજો. આ પ્રવેશ સુક્કો અને બિનજરૂરી લાગશે, ખાસ કરીને સૌથી પ્રભાવશાળી અને રસ પડે તેવા પાત્રોની ગેરહાજરીમાં. નટનું પાત્ર ભજવાનારનું મૃત્યુ ભયંકર છે—જાણે કે કોઈ પણ પૂર્વ તૈયારી વિના તમે પ્રેક્ષકને માથા પર અચાનક હથોડાના ઘા મારો છો. કેવી રીતે ઉમરાવ રાતે અહીં ઉતારો મેળવે છે કે શા માટે તે ઉમરાવ છે તે બરાબર સ્પષ્ટ નથી થતું. "

ગોર્કીએ ચેખોવની શીખામણ ધ્યાનમાં ન લીધી અને તેણે ચોથો પ્રવેશ જેમ લખ્યો હતો તેમ જ રહેવા દીધો. પણ ચેખોવ ખરેખર સાચો હતો. અભિનયની કૃતિએ છેલ્લો પ્રવેશ ઓછી અગત્યતાવાળો, ઢીલો છે; અને એ સાટીનની વાત પછી સાવ શુષ્ક થતું અટકે છે અને તેનું એવું સાદું લખાણ ચેખોવને ન ગમતું અરસપરસ વિરોધી એવા સંઘર્ષ માટે ગોર્કીનો પ્રેમ કે જે Lower depths માં ખાસ કરીને સમૃદ્ધ છે તેના પર થોડો પ્રકાશ એક પત્ર ફેંકે છે. લગભગ ૨૦ વર્ષ પછી એક પ્રખ્યાત ટિકાકાર કે. ચુકોવસ્કીને એક પત્રમાં ગોર્કી લખે છે.

" જ્યારે તમે એમ કહો છો કે wilde ના વિચારો બધી સામાન્ય વસ્તુની બધી બાજુની ટીકા બતાવે છે, ત્યારે તમને લાગતું નથી કે આ કટાક્ષો જે બધી બાજુ બતાવાયા છે તે mrs. grunપર થોડો ઘણો તિરસ્કાર બતાવે છે અને ઇંગ્લીશ પ્યુરીટનને પહોંચાડે છે? મારા મત પ્રમાણે ઈંગ્લાંડ માટે, ઓગણીસમી સદીના અંતમાં, wilde અને બર્નાર્ડ શોના જેવી અદ્ભુત વ્યક્તિઓ આશ્ચર્યકારક છે; તેમ છતાં તે પૂરેપૂરી સ્વાભાવિક છે. ઇંગ્લિશ આડંબર ખૂબ સરસ રીતે વ્યવસ્થિત આડંબર છે, અને નિતિમય નાટકના ક્ષેત્રમાં અરસપરસ વિરોધી વિચારદર્શનને ચોખલીઆપણાની સામે ઝઝુમવા માટે હું કાયદેસર શસ્ત્ર તરીકે ગણું છું. "

કોઈ રશિયામાં ફીલીસ્ટીનીઝમ વિરોધી ગોર્કીના તિરસ્કારને યાદ કરે તો, તેણે આપણી સામે રજુ કરેલ મર્મવચનોની પાછળ સંતાયેલો તેનો હેતુ બરાબર સમજાઈ જાય. આ તિરસ્કાર અને ઉપહાસ બુદ્ધિજીવીવર્ગના જુદી જુદી જાતના ચિત્રોમાં તેણે તેના પછીનાં ચાર નાટક "Summer folk" (૧૯૦૩), "The Children of the sun" (૧૯૦૫), Barbarians (૧૯૦૬) અને "Enemies"માં આલેખ્યા છે

તેનાં આ નાટકો તેણે લખ્યાં તે વર્ષો રશિયાના રાજકારણની તંગ પરિસ્થિતિના વિકાસ સાથે બંધાયેલા છે. સરકારની જેલમાં ધકેલવાની ધાકધમકી અને ગોળીબાર કરવાના જુલ્મ છતાં શ્રમજીવીઓની લડતે હડતાલ અને સરઘસમાં અસાધારણ બળ બતાવ્યું જાપાન સામેની લડાઈ (૧૯૦૪-૫) માંડ માંડ શરમજનક રીતે પુરી થઈ, અને સ્વદેશની લશ્કરી બળની અપૂર્ણતાને ઉઘાડી પાડી દીધી. "લોહી નીતરતા રવિવારે" (જાન્યુઆરી, ૧૯૦૫) એક પાદરીની આગેવાની નીચે ઝારના મહેલ તરફ પોતાના જીવનની ઉન્નતિ માટેની માંગ ઉઠાવતા હજારો કામદારો અને શ્રમજીવીઓને સરકારે ગોળીએ વીંધી દીધા. તે ઘાતકી કાર્યથી દુનિયા અવાક્ થઈ ગઈ

કાળા સમુદ્રમાં (બ્લેક સી) ખલાસીઓનો બળવો થયો. તેણે ઝારના રાજ્યમાં મુખ્યસ્થાન પર હતાં તે લોકોમાં ક્રાંતિકારી વિચારોનો પ્રકાશ ફેલાવ્યો. આ પરાકાષ્ટા આખા દેશની ઓકટોબર ૧૯૦૫ની હડતાલ પર આવી. અને તેના બળથી ઝારને રાજકીય સ્વતંત્રતા અને પાર્લામેન્ટ માટે નમતું જોખવું પડ્યું. આજે આ અંતરાલ "૧૯૦૫ની નિષ્ફળ રાજ્યક્રાંતિ"ના નામથી પ્રખ્યાત છે, કારણ કે ઝારે પોતાના કેટલાંક વચનો પાળ્યાં નહિ અને પોતાને જુલ્મી રીતે તેણે ગાડું ચલાવ્યું પણ આ રાજ્યનો અંત બાર વર્ષ પછી આવ્યો.

ગોર્કીએ આ કુચકદમ તરફ ઉપેક્ષા ન બતાવી. જેમ તે તેના નાટકો અને નવલકથામાં મશ્ગુલ હતો તેમ જનતાની લડતને આગળ

ખપાવવા બની શકે તેટલું કરતો હતો. તેની રાજકારણ પ્રત્યેની સહાનુભૂતિનો ઝોક વધારે ને વધારે માર્કિસ્ટ સામાજિક પ્રજાસતાક મંડળી તરફ વળવા માંડ્યો, અને ખાસ કરીને લેનીનની આગેવાની નીચે ચાલતી મંડળી તરફ તે વળ્યો. કોઈ કોઇ પ્રસંગે તે વધારે કાર્યરત રહેતો. "હત્યારા રવિવારના"ના કુકર્મોને અટકાવવાના પ્રયત્નોમાં તે સરકારની સામે લડતમાં જોડાયો. અને આ પ્રયત્નમાં જેલમાં પૂરાયો. (જેલમાં જ તેણે પ્રસંગવશાત્ "The Children of the sun" લખ્યું.) તેણે ૧૯૦૫ ડીસેમ્બરમાં મોસ્કોમાં નિષ્ફળ ગયેલા વિપ્લવ વખતે પણ બળવા ઉઠાવનારાઓને ખૂબ સહાય કરી. એ પછી તે પકડાઈ જવાના ભયે રાજકીય ભાગેડુ તરીકે, રશિયા છોડીને બહાર બીજાં આઠ વર્ષ રહ્યો. (એ પછીના વખતમાં તે અમેરીકા ગયો, ત્યાં તેને હોટલમાંથી કાઢી મૂકવામાં આવ્યો કારણ કે તેની પત્ની તરીકે તેની સાથે રહેતી સ્ત્રી સાથે તેણે વિધિસર લગ્ન નહોતા કર્યાં.)

ગોર્કીના રાજકીય વિચારો આ વર્ષોમાં તેણે લખેલા ચાર નાટકોમાં દેખાય છે. The Children of the Sun"માં તેણે બુદ્ધિજીવીવર્ગની નિરર્થકતા અને ફીલીસ્ટીનીઝમ પર ફટકા માર્યા છે. "Summer Folk"માં તેણે બુદ્ધિજીવીવર્ગ અને સામાન્ય લોકોને જુદા પાડતો પ્રવાહ આલેખ્યો છે. "Barbarians"માં બુદ્ધિજીવીવર્ગના પ્રતિનિધિઓપર કપટી મર્મપ્રહારો કરાયા છે. અને છેવટે, "Enemies"માં ધનિક બુદ્ધિજીવી કામદારો તરફ કેવી દુશ્મનાવટ બતાવે છે તેના પર સખ્ત રિતે પ્રહાર કરવામાં આવ્યો છે.

ગોર્કીની રાજકીય દ્રષ્ટિ આ ચાર નાટકમાં પ્રત્યક્ષ રીતે સ્પષ્ટ થાય છે તેમાં જરાયે શંકા નથી. પણ ખાસ કરીને "Barbarians" અને "The Children of tne Sun" અને થોડે અંશે "Enemies" નાટકોમાં અમુક ખાસ ગુણો છે કે જે તેના રાજકીય અને નિતિમય સદેશા કરતાં પણ વધારે વિકાસ પામે છે.

સામાજિક તત્વજ્ઞાનની લડાઈમાં, આ ગુણ પર બહુ ધ્યાન નહોતું અપાયું અને મોટાભાગના બુદ્ધિમાનોએ પોતાના રાજકારણના બચાવમાં આ બધાં નાટકને અકલાત્મક તરીકે જાહેર કર્યા: " Enemies " બહાર પડ્યું ત્યારે એવી બૂમરાણ મચી કે ગોર્કી હવે લેખક તરીકે ખલાસ થઈ ગયો છે. એક અગ્રેસર લેખકે ( The End of Gorky ) "ગોર્કીનો અંત" પર લેખ લખ્યો. "The coming CAD" એ બીજા પ્રખ્યાત ટિકાકારનું વાક્ય હતું, આ ટિકાકારે ગોર્કીની પહેલાંની વાર્તા તેમજ "Lower Depths"ના નાયકો પર આવી રીતે અનાત્મવાદી, રાજ્યધર્મનો નાશ કરનાર, અને નાસ્તિકની છાપ મારી.

" Summer Folk "—ગોર્કીના નાટકોમાં કદાચ સૌથી વધારે નબળા નાટકને ટીકાકારોએ વખોડ્યું. કલાની ખાતર બીજા કારણસર કલાના હિમાયતીઓમાં આ નાટક નામંજુર ઠરાવ્યું. "Summer Folk" તેમાંના એક જણે લખ્યું, " સામાન્ય કક્ષાથી વધારે ઉચ્ચ નથી, અને ચેખોવનું આંધળું અનુકરણ કરે છે તેથી ખૂબ જ ખરાબ છે. "

"Tne Children of the Sun"ને વધારે સારો આવકાર મળ્યો, કારણકે ખાસ કરીને તેણે મુડીવાદ પર પ્રહાર નહોતો કર્યો પણ શ્રમજીવી અને હીનજાતી કે જે મુડીવાદની બધી સગવડો પૂરી પાડતી હતી, તેની સાથેના સંપર્ક પર દિલગીરી બતાવી હતી. છતાંયે " Barbarians " કે જે ગોર્કીના સારામાં સારા નાટકમાં ખૂબ સંગીન નાટક છે તેને ઠંડો આવકાર મળ્યો હતો.

નાટકનો પ્રખ્યાત વિવેચનકર્તા "A. Kugel"ની લાક્ષણિક ટિકા આ પ્રમાણે હતી:

રંગભૂમિની ખાસિયતોનાં જ્ઞાનની ખામી ગોર્કીના નાટકમાં દેખાય છે તે તેની રંગભૂમિની જરૂરિયાતની આજ્ઞાનતાને લીધે નહિ, કારણકે આ ખૂબ વિશાળ કલા છે, અને ગોર્કીનું તેના પરનું

સ્વામિત્વ ખૂબ સારૂં હતું. તે નાટયકાર નથી કેમકે તેની પાસે ચોક્કસ નિતિશાસ્ત્ર સબંધીના દૃષ્ટિ નથી; પ્રીલીરટીન નિતિનો વિરોધ કરતી વખતે તેણે સંપૂર્ણ રીતે ઉચ્ચ નિતિમય સૃષ્ટિને સમજાવી નથી. જેમ જેમ ગોર્કી વધારે નિતિમય સત્વની શોધમાં પોતાને પ્રગટ કરે છે તેમ તેમ તેના નાટકો વધારે નબળાં થતાં જાય છે.

"દાખલા તરીકે 'Barbarians'—તેના છેલ્લા નાટકોમાંનું એક, પીટર્સબર્ગમાં રજૂ થયું, અને આ નબળા નાટકને જોતુ ખરેખર દુઃખજનક હતું. એવું નહોતું કે લેખકની પ્રતિભાની સાબિતી કોઈ ન જાણી શકે. નાટકમાં થોડા રસપ્રધાન અને નવલપાત્રો હતાં; કલાત્મક શક્તિ થોડી થોડી વારે ચમકતી હતી. છતાંયે કોઈ એમ કહી શકે કે—આ બધું તદ્દન સામાન્ય અને અરસિક છે. અને આ નાટકનો મુખ્ય ઉદ્દેશ કેટલો બધો અટપટો છે તે જુઓ; કોણ જંગલી હતા તે કોઈ ન કહી શકે. એમ લાગે કે મુલાકાત લેનાર ઈજનેરો જંગલી છે. પણ એ માનવું શકય છે કે નાનકડા ગામડાના રહેવાસીઓ જંગલી છે? 'જંગલીપણા'નો શું અર્થ થાય છે તે પણ કોઈ કહી ન શકે. એમ લાગે છે કે જંગલીપણું એ ચમત્કાર કરતું બંધન વિનાનું બળ છે કે જે બધું તોડી ફોડી નાખવા માટે નિર્માણ થયું છે; બીજી રીતે, જંગલીપણું જાણે બીજા રિવાજોને દાખલ કર્યા પહેલાં જૂના રિવાજોનો નાશ કરો ... "Barbarians"માં સત્ય શું છે અને તે કયાંથી મળશે તેનો અનાદર થાય છે. અને છેવટે આ ટોળામાંથી એક પણ વ્યક્તિ આપણી સહાનુભૂતિ પર પ્રભુત્વ મેળવતી નથી. અને જે લોકોના નશીબમાં તેના માટે સહાનુભૂતિ નથી જાગતી તે પ્રેક્ષકોનું મનોરંજન કેવી રીતે કરે? આમ આપણી પાસે જે છે તે નિતિના કાયદાકાનૂનો પ્રત્યે લેખકની ઉદાસીનતાનું પરીણામ છે?"

નાટકનાં નિતિમય સંદેશાને શોધવાની તેની અશક્તિ માટે તેની સાથે કોઈ સહાનુભુતિ દર્શાવ્યા વિના ન રહી શકે; તેના પ્રશ્નો

ગોર્કી પોતે જ જવાબ ન આપી શકે તે શકય છે; તેણે નાટકને "Barbarians" નામ આપ્યું અને તેનાં પાત્રો પાસે અમુક પ્રસંગે આ શબ્દોનો ઉપયોગ કરાવ્યો. કલાના કાર્યમાં પાત્રો લેખકના ઉદ્દેશ આંખ સમક્ષ રાખીને પોતાની જીંદગીને રસ્તે જ સ્વતંત્ર રીતે પોતાને સ્થાપે છે. આવી બાબતમાં, આપણે પાત્રો સાથે સહાનુભુતી દર્શાવીએ કે ન દર્શાવીએ પણ આપણી આંખો તરફ તેના જીવનનું દર્શન અદ્દ્ભુત છે; તે સર્જનાત્મક કલા છે. 'Barbarians" માં પાત્રો અને તેની આસપાસનું વાતાવરણ લેખકની કલ્પનાના કેદખાનામાંથી જીવન મેળવે છે. ખાસ કરીને (એક પાત્ર અદ્દ્ભુત હાસ્યથી સભર, નિભાગી Nadezhda આવું પ્રમાણ ધરાવે છે કે જે " સુધારા " અને દેશના "જંગલીપણા" વચ્ચે થતી અથડાઅથડી થીયે વધારે સચોટ રીતે એ વાતના દુઃખ પ્રસંગોનો અર્થ બતાવે છે !

ક્રાંતિ પહેલાના એક મોટા રશીયન કવિ એલેકઝાન્ડર બ્લોકે આ પાત્રનો અદ્વિતિય કરૂણભાવ પીછાની લખ્યું.

" આ નાટકમાં એક પાત્ર ધ્યાન ખેંચે તેવું છે કે જે કોઈની સ્મૃતિમાં સજ્જડ રીતે અંકાઈ જાય. આ વ્યક્તિ તે મામલતદાર કલેકટરની સ્ત્રી Nadezhda Polikarpovena Monakhova છે. તેજસ્વી આંખોવાળી સૌંદર્યમયી જુસ્સાવાળી સ્ત્રી ! રશિયાનું જોમ અને સ્વતંત્રતા તેનામાંથી પ્રસરે છે......તે સંપૂર્ણ રીતે અદ્દ્ભુત અને સુંદર છે. તેનામાં એક એવી શક્તિ છે કે જે કોઈને પણ આકર્ષે છે, અને પાછા પણ હઠાવે છે. તે કોઈ જાદુઈ નજરબંધીના બળની શક્તિ ધરાવે છે. મને લાગે છે કે આ પાત્રને માટે જ આખું નાટક લખાયું છે. એમ માનવું શકય છે કે તે જ નાયકની ગેર હાજરીમાં, નાટકની ખરી નાયિકા " માનવતા " છે. 'તેં માનવતાનું ખુન કર્યું છે.' નાટકના અંતમાં તેનો પતિ કહે છે."

" Summer–folk, " The children of the sun," અને "Barbarians" રંગભૂમિપર ભજવાઈ ગયાં, પણ તેમાંના

એકને સફળતા ન મળી; "Enemies" ની કૃતિ પર ત્યારે પ્રતિબંધ મૂક્યો અને ૧૯૩૩ સુધી રશિયામાં આ નાટકને રંગમંચ જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત ન થયું. તે પછી તેના વર્ગવિગ્રહના વિષયે રશિયામાં શ્રેષ્ઠ સ્થાન મેળવ્યું.

"The Lost ones"માં ગોર્કી રાજકરણ નિતિના વિષય પર છવ્યો. આ નાટક છિન્નભિન્ન થઈ ગયેલા કુટુંબનું આલેખન કરે છે. આ નાટકની અનોખી વિશેષતા તેના ચતુરાઈ પૂર્વક રચેલા પરોક્ષ સંવાદમાં છે. પણ થોડા અપવાદ સિવાય તેના ખાસ લક્ષણો ઓછાં અસરકારક છે, અને તેનો ઉપદેશ ખૂબ ભારે રીતે બતાવાયો છે; તે મગજમાં ઉતરે તેવો લાગતો નથી. "Enemies"ની જેમજ તેના પર પ્રતિબંધ મુકાયો હતો.

૧૯૦૫ના બળવા પછી રશિયાનું સાહિત્ય અને નાટકો લાક્ષણિક દશા અને સમકાલીન જીવનના કોયડાથી ઉંધી બાજુ વળતા હતા. નવો રસ—લેખક અને લોકોથી ઝીલાયેલો-વિશાળ, સામાન્ય ધોરણ પર નક્કી થયો. તે વ્યવસ્થિત રીતે દૃષ્ટાંતરૂપી કથાના રૂપમાં, કે લાક્ષણિક ધર્મશાસ્ત્રની કથાના રૂપમાં આલેખાયો હતો. સાચા જીવન વિષેની ગોર્કીની ઉંડી સમજ રશીયન લોકોની સામાન્ય સમજણ અને સ્વભાવ બહાર હતી. તેથી તેના નાટકો પર ઓછું ધ્યાન અપાયુ છે તેમાં નવાઈ જેવું નથી. છતાંયે તેણે રશિયાના રાજ્યમાં દટાઈ ગયેલી ગરીબ જનતાના પાત્રો પર વધારે ને વધારે ધ્યાન આપીને નવલકથાઓ, વાર્તાઓ અને નાટકો લખવા ચાલુ રાખ્યા.

તેના નાટકોમાં "Queer People" (૧૯૧૦ માં છપાયું) ગોર્કીના પહેલાના વિચારને પાછો લાવે છે. "Queer People" ના બધા પાત્રો બુદ્ધિશાળી છે અને જીંદગીના કોયડાને લગતી વાતચીતથી ભરપૂર છે.

"Queer People" ને રંગમંચ પર સફળતા ન મળી

અને તેની વધારે તો ટિકા જ થઈ; એક વિવેચનકારની ટિકા અહીં ખાસ આપવી જોઈએ.

"જ્યારે કેટલાક આધુનિક ટિકાકારોએ તો ગોર્કીને લાંબા સમયથી દાટી દીધો છે" તેણે લખ્યું, "અને તેની કબર પર આડું લાકડું ઠસાવી દીધું છે ત્યારે પણ લેખક સર્જનાત્મક બળના અણશોધ્યા નવા મૂળને શોધીને દરેક નવાં કાર્ય સાથે શ્રદ્ધાપૂર્વક આગળ ધપે છે. આ કલામય વિકાસ તેની છેલ્લી ટુંકી વાર્તાઓમાં જ નહિ પણ "Queer People"માં પણ જણાશે. અહીંયા એજ પરિચિત પણ જુદા સ્વરૂપમાં બદલાયેલો લેખક છે: નવા વિચારો, નવા રંગો, નવા મૃદુ સુર......" "Queer People" ટીકાકારે લખે છે, "એવા જાતના લોકો છે કે જેઓ પોતાના સ્વભાવની જરૂરિયાત કે ઈચ્છા પ્રમાણે જીવતાં નથી, પણ બહારની પરિસ્થિતિની નીચે દબાઈને તેઓ તેના જીવનમાં ગમે તે પાત્ર બને છે."

"Queer People" જ્યારે છપાયું ત્યારે "Vassa Zheloznova" પણ છપાયું. આ બન્નેની વચ્ચે એક મનોરંજક સાંકળ છે. "Vassa Zheloznova" "Queer People"ના પાત્ર Mastakev જે વિચાર સુચવે છે તે વિચારોને વેગ આપે છે. ઘરડી સ્ત્રી Madvedeva કે જેની પુત્રીનું સગપણ એક અહંકારી દમીયેલ સાથે થયું છે તેની ચિંતા કરે છે, તેના વિષે Mastakov તેની સ્ત્રી Elenaને કહે છે: "તને એમ લાગે છે કે—પોતાની પુત્રીના પ્રેમને લીધે—તેની યુવાન જીંદગી માટે —તે કાંઇ ગુન્હો કરવાને શકિતશાળી છે?...તે એવી શકિત ધરાવે તો મને ગમે—દાખલા તરીકે Vassya ને ઝેર આપવું. એ ખૂબ સુંદર સ્ત્રી છે. ઓહ, એ અદ્ભૂત વિષય છે. ભવિષ્યનો વિચાર તો માતાઓ જ કરી શકે—કેમકે પોતાનાં બાળકોમાં તેને જન્મ આપે છે."

ક્રાન્તિ પહેલાં "Vassa Zheloznova" ના વિષે જે ટીકા

લખાઇ તેમાં તે નાટકમાં એક મલીન પ્રયોગ સિવાય બીજું કાંઈ ન હતું. ક્રાન્તિ પછીથી આ નાટક માત્ર એક ધનિક કુટુંબ ફક્ત પૈસાના લોભને માટે છિન્નભિન્ન થઇ ગયું છે એમ જ તેનું વર્ણન કરે છે એમ સ્વિકારવામાં આવ્યું છે."

પણ બન્નેની માન્યતામાં ઘણો મોટો તફાવત હતો. " Queer People " માં Medvedevaના ના જેવું Zheleznova સુંદર સ્ત્રી નહિ હોય પણ તે વિચિત્ર નથી તેમજ પૈસા આગળ ગાંડા થનાર વેપારીની સ્ત્રી પણ નથી; તે તો ફક્ત એક માતા છે કે જે ભવિષ્યનો વિચાર કરે છે અને આ કારણે જ ગુન્હો કરવાની શક્તિ ધરાવે છે. એ પણ શક્ય નથી લાગતું કે બીજા પાત્રના બળ, સમૃદ્ધિ અને ઉજ્વલતાની છાપ કોઇ ઉપર પડ્યા વગર ન રહે. છતાં યે એક પ્રખ્યાત તંત્રી, ૧૯૧૧માં નાટકનું વિવેચન કરતાં આ પ્રમાણે લખે છે.

" હું Zheleznovzla કુટુંબ વિષે શું દરકાર રાખું ! નીચી બાજુની Pavel કે Tregedyની શું દરકાર કરું ! મૂર્ખ Semyon અને તેના મૂર્ખ રસ્તા પર ઝવેરાતની દુકાન હોવાના સ્વપ્નાની હું શું દરકાર કરું ! સાહિત્યમાં એવા ઘણા કુટુંબો છે કે જેના નસિબમાં મને ખૂબ રસ પડે છે...પણ Zheleznova કુટુંબમાં મને રસ પડતો નથી, તેની રજુઆત વખતે મને લાગ્યું કે મધ્યમ વર્ગના ઘરનાં બારણા પાસે છુપાઇ વાતો સાંભળવાની ગોર્કીએ મને ફરજ પાડી છે...ખરું કહું તો, Shelesnov—પિતાના મૃત્યુ પછી કોને પૈસા મળશે તેની પણ મને દરકાર નથી—તેની સ્ત્રીને મળશે કે તેના બાળકોને ! તેના પ્રયોગ વખતે હું કંટાળી ગયો હતો. મારી આ શુષ્ક છાપ પડી છે તેના પર વિવેચન કરતાં પણ મને કંટાળો આવે છે.

" ગોર્કીને આમાં શા માટે રસ પડયો હશે તે મને સમજાતું નથી. આ કુટુંબ એવું શું છે ! વર્તમાનનો ઉપસંહાર ? ભૂતકાળને

જોડતી દોરી ? કે ભવિષ્યનો ઉદ્‌ભવ? જેમ Larin, Prozorov અને Bezseenov કુટુંબમાં રશિયાનું પ્રતિબિંબ પડે છે તેમ શું આમાં પણ પડે છે? ના, એવું આમાં કાંઈ નથી. એ તો ફક્ત Mr. N. પોતાના સંબંધી કુટુંબ Z કે જે NM ગામમાં રહે છે તેના વિષે વર્ણન કરતી એક રસહીન વાતો છે."

**આ સાહિત્યના અંધાપાને યાદ રાખવો જોઈએ કારણ કે તો જ આ મહાન લેખકની સામે કેવા પૂર્વગ્રહોનો મોરચો ઊભો હતો તે સમજાશે.**

વીસ વર્ષ પછી, ગોર્કીના મૃત્યુ પહેલાં થોડા મહીના અગાઉ, "Vasa Zheleznova"નું નવું રૂપાંતર બહાર પડયું. માતૃત્વની વેદનાને પાછળ ધકેલવામાં આવી અને Vasa અને તેની સમાજવાદી પુત્રવધુની વચ્ચેના વિરોધોએ આગળ સ્થાન લીધું. "Vasa"ની પહેલી કૃતિને બીજી કૃતિ સાથે સરખાવીએ તો બીજી તેમાં સાવ નવીન જ છે અને તે વધારે નબળું નાટક છે.

ગોર્કીના દેશવટાનો અંત ૧૯૧૪માં આવ્યો. તેના રશિયા પાછા ફર્યા બાદ થોડા મહિનામાં જ પહેલાં વિશ્વ યુદ્ધમાં રશિયા કુદી પડયું અને તેણે જુના રાજ્યને હચમચાવી નાખ્યું અને ૧૯૧૭, ફેબ્રુઆરીના જંગમાં બોલ્શેવીકનાં ધસારાનો વિકાસ થયો. આ બધા વર્ષ દરમિયાન ગોર્કી રાજકારણમાં ખૂબ ભાગ લેતો હતો. તેણે જ્યારે લડાઈ ચાલુ રહી ત્યારે તેનો વિરોધ કર્યો, અને અનિયંત્રીત એવાં 'વિનાશનાં બળોને ઢીલા, છૂટા મુકવા માટે તેણે બોલ્શેવીકોનો વિરોધ કર્યો. પણ રાજકારણમાં પોત ગરકાવ છતાં તે તેના નાટકમાં 'રાજકારણથી' દૂર રહ્યો છે. આ નાટકો "Vasa... તેમજ "Zykovs" (૧૯૧૪), "Thə Old Man" (૧૯૧૯) "The Counter-Feit Coin" (૧૯૨૬), "Yegor Bulichove" (૧૯૩૧), અને "Dosteigev & others" (૧૯૩૩) છે. ફક્ત છેલ્લા બે નાટકમાં ગોર્કીએ રાજકારણની ઝાંખી આપી છે. બીજી

બાજુએ, ચાર નાટકોમાં માનવ સ્વભાવ ઉપર તે ખાસ પોતાની પસંદગી બતાવે છે. આ ચારે નાટકોમાં સ્પષ્ટતાના ખાસ ગુણો છે; આપબળે ઉભા થતા અડગ મનવાળા પુરુષો અને સ્ત્રીઓ (કે જેઓ જીવનની હલકી પંક્તિમાંથી આવે છે, અને કોઈ પણ જાતની કેળવણી વીના પૈસાદાર વેપારી કે ધંધાદારી થવાની ઇચ્છા રાખે છે) માટે ગોર્કી કોમિક રસ બતાવે છે: તેમાં આ નાના મુડીવાદીના થોડા લખાણુ આવે છે કે જેમાં Antipa Zykov અને Yegor BulyChov મુખ્ય છે અને તેના Enemies માં પાશ્ચત્ય મુડીવાદી પર તેણે પ્રહાર કર્યા છે.

ગોર્કીના નાટકના કાર્યમાં અનોખી જ ભાત પાડતું The Counter Feit coin છે. તેનો વિષય મનુષ્યના હૃદયની સચ્ચાઇ છે. આ નાટક ખૂબ અસર કરી જાય તેવું અને રસપ્રધાન છે, પણ તેનું વધારે પડતું રહસ્ય જરા અટપટું છે અને તે તેના પાત્રોના સીધા વખાણમાં, અને તેના વ્યકિતગત ફાયડાને રસ્તે જાય છે.

૧૯૧૮માં અને ૧૯૧૯માં રજુ થયેલા નાટકો "The Zykovs" અને "The Old Man" પર બહુ ઓછું ધ્યાન અપાયું. આવીજ સ્થિતિ ૧૯૨૭માં રજુ કરેલા "The Counterfeit Coin"ની થઇ. ખરૂ જોતાં "Yegor Bulychov"ની કૃતિ પહેલાં ગોર્કીના નાટકો (તેના અગાઉના "The Smug Citizens" અને "The Lower Depths"ના અપવાદ સિવાય) પોતાની મેળે ટક્કર ઝીલી ન શક્યાં. કદાચ ગોર્કીના ઇટાલીમાં લાંબા વસવાટને (૧૯૨૨–૩૦) કારણે આમ થયું હશે; અને કદાચ ક્રાન્તિ પછી દશ વર્ષ સુધી રશિયામા થીએટરમાં વિશાળ અનુભવો અને રાજકારણમાં તિવ્ર રસ જાગવાના જોરને લીધે આમ થયુ હશે. "Dostigayev and Others" કે જે વધારે Plotless નાટક હતું અને જેમાં ગુંચવણ અને ગોટાળાનું વર્ણન, વિરોધ અને છેવટે Bolshevik ક્રાંતિ નીચે બુઝંવા કુટુંબનું

વેરણછેરણ થઈ જવાનું વર્ણન હતું, તે ૧૯૩૩માં રજુ થયું અને "Yegor Bulichov" કે જેનું અનિશ્ચિત પરીણામ આવે છે, તેની જેમ આ નાટક પણ સોવિયેટ રશિયામાં સારી રિતે સ્થપાઈ ગયું. તેવી જ રિતે રાજકીય હેતુને લીધે "Enemies" પણ સ્થપાઈ ગયું. ગોર્કીના મૃત્યુ પછી તેના બધાં નાટકો શ્રેષ્ટ મનાયાં. ગોર્કીનું નાટયકર્તા તરીકે સ્મરણ થતુ નથી પણ તેના કેટલાંયે નાટકો અને એ ઉપરાંત, Lower Depths, Yegor Bulichov, Enemies, અને "zykovs" એ બધાએ લોકોમાં સારી પ્રસંશા મેળવી છે, જ્યારે બીજા નાટકોએ રશિયામાં અડગ સ્થાન જમાવી લીધું છે.

તેના મોટા પંદર નાટકો ઉપરાંત ગોર્કીએ એક અંકી બે પ્રહસન લખ્યાં છે કે જે તેના જીવનકાળ દરમિયાન જ રજુ થયા હતાં અને બીજા બે નાટકો તેના મૃત્યુ પછી છપાયાં. આ પ્રહસન વિષે બહુ થોડું કહેવાનું છે. તેમાંનુ એક, "The welcome" (૧૯૧૦) છે. તેમાં રમુજી વાર્તાલાપ અને આનંદી પાત્રો છે અને થોડે ઘણે અંશે ચેખોવના "The Wedding" જેવું છે. પણ આમાં અભિનય ખુબ ઓછો છે. બીજું The Hard Working Man Solovotyakov (૧૯૨૦) છે કે જે સોવિયેટના અધિકારી પર ઉપહાસ છે

ખુબ વધારે મહત્વનાં નાટકો તો ગોર્કીના મૃત્યુ પછી બહાર પડયા હતાં તે છે. "Somov & Others" ચાર અંકનું નાટક લેખકની સ્વેચ્છા પ્રમાણે તૈયાર થયું હોવું જોઈએ (૧૯૩૦–૩૧). રશિયાનું જીવન આલેખવા જ ગોર્કીના પ્રયત્નો દર્શાવે છે. આ વાર્તા સોવિયેટના રાજ્યકારભારને ઉડાડી મૂકવાનું કાવતરું રચતા ઈજનેરની ટોળી વિષે છે. આ પાત્રો રાજસત્તાની તૃષ્ણા માટે કે, નવા રાજ્યના તિરસ્કારથી, કે લોભીવૃતિ અને માનવી પ્રત્યેના જુલ્મનો બદલો લેવાને માટે બહાર પડયા છે. ગવર્નમેન્ટના બધા જાણીતા હોદ્દેદારો બરોબર યથા સમયે આવે છે અને બધા કાવત્રાખોરોને પકડી લે છે.

સંવાદમાં થોડા આનંદી વાતાવરણુ અને એક બે આનંદી પાત્રો સિવાય આ નાટકમાં સમતોલપણુ નથી. તેની પેટા-વાર્તાનો અંત યાંત્રિક રિતે અને નિરંસ રિતે આવે છે.

તેનાં મૃત્યુ પછી " Yakov Bogomolov " છપાયું. (૧૯૨૬-૨૭માં) તેનો ચોથો અંક લખવો રહી ગયો અને અપૂર્ણું જ રહ્યું. તે પણુ " Queer People " ને મળતું આવે છે, અને તેનો વિષય તેના અગાઉના નાટકની જેમ પ્રેમની આંટીઘુંટીનો જ છે. તેની કુશાગ્ર બુદ્ધિ અને સંવાદને લીધે ગોર્કીને આ નાટકે સંપૂર્ણું નિષ્ફળતા આપી છે, અને ખાસ કરીને રંગભૂમિને ચાહનારાઓને ખેદ થયો છે.

ગોર્કીએ રશિયન નાટકોમાં આપેલા પોતાના ફાળાને અંજલી આપી આ લેખ પૂરો કરી શકાય; તેની પાત્રની ખૂબ ઉંડી સમજ, તેનો પ્રકાશ પાડતો સંવાદ, તેની પ્રમાણીકતા, તેની નિતિમય સચ્ચાઇ, તેનો નવું શોધવાનો જુસ્સો, તેની લેખક તરીકેની વિશાળ પ્રસંશા એલેકઝાંડર બ્લોકે દર્શાવી છે તે વધારે યોગ્ય લાગે છે.

" ગોર્કીએ પોતે ધાર્યું હતું તેના કરતાં તે વધારે મહાન છે, કારણુ કે તેની બુદ્ધિ કરતાં તેનું સહજજ્ઞાન વધારે ગહન છે. તેની પોતાની બુદ્ધિનું મરણીયા જેમ, તેનું ખમીર, તેના પ્રયત્નોની ખાનદાની,તેની કલ્પનાની અનંતતા, તેના આંતર અનુભવોની પરાકાષ્ટાથી ગોર્કી ખરેખર 'રશિયન લેખક' છે......હું એમ પણુ આગળ વધીને કહીશ કે ખરેખર 'રશિયા' તો (કે એથી વધારે સારું 'રૂશ') ન્હાના સંસ્થાનો, રાજ્યસત્તાની માલીકી, રાજ્યનાં દેવળો, સામાજીક ધર્માધિકારી સત્તા વિ-થી પર છે-એટલે કે વિશાળ, અનંત, વિપુલ, ઉંડા વિચારો અને સમૃદ્ધિવાળો 'રૂશ'ના નામ નીચે આપણે ભેગા થવાને ટેવાયા છીએ, તેનું અસ્તિત્વ ખરેખર હોય તો આપણે ગોર્કીને આપણા આ પ્રિય રુસનું ઉંચી કક્ષાએ વર્ણુંન કરતા કલાકાર તરીકે ઓળખવો જ જોઈએ."

# ગોર્કીની જીવન યાત્રાની મૂખ્ય તારીખો

૧૮૬૮ માં ૨૮ મી માર્ચે એલેકસી મેકસીમોવીચ પેશકોઅવને ત્યાં વોલ્ગાને તિરે નીઝની નોવગોરોડમાં જન્મ.

૧૮૭૨—પિતાનું મૃત્યુ.

૧૮૭૮—માતાનું મૃત્યુ; મોચીની દુકાને નોકરી.

૧૮૮૦—વોલ્ગા સ્ટીમર ઉપર રસોયાની જોડે નોકરી કરતાં રસોયાએ વાંચનનો નાદ લગાડયો.

૧૮૮૧-૮૨ માં પક્ષી પકડનાર તરીકે, પુસ્તકાલયના ગ્રંથપાળ તરીકે તથા ચિત્રકારની દુકાને નોકરી કરી.

૧૮૮૪—કાઝંનમાં તદ્દન નિર્ધન અવસ્થામાં દલિતો અને મજૂરો જોડે કાર્ય કર્યું; ભઠીયારખાનામાં પણ મજૂરી કરી.

૧૮૮૮—કેટલાક ક્રાંતિવાદીઓના પરિચયમાં આવી ખેડુતોમાં ક્રાંતિનો પ્રચાર કર્યો. પુષ્કળ રખડપાટ કરી.

૧૮૮૯-૮૯ માં રેલ્વે લાઇનપર રાત્રી ચોકીદાર તરીકે રહ્યો.

૧૮૮૯-માં પકડાઈને નીઝની—નોવગોરોડની જેલમાં થોડા વખત રહ્યો. છૂટયા પછી વોલ્ગા ક્રીમીયા અને કોકેસસના પ્રદેશોમાં ફરી રખડપાટ કરી.

૧૮૯૦—લેખક કોરોલેન્કોના સમાગમમાં આવ્યો.

૧૮૯૨—તેની પ્રથમ વાર્તા ' મકર–સુદ્ર ', ' કેવકાઝ ' નામના પત્રમાં પ્રગટ થઈ. આ વખતે તેણે ગોર્કીનું ( કડવો ) તખલ્લુસ ધારણ કર્યું.

૧૮૯૩-૯૪-૯૫—' ઓલ્ડ ફાધર ' ' આરકીપ એન્ડ લેન્કા ' ' માય ટ્રાવેલીંગ કંપેનીયન ' ' ચેલકશ ' ' સોંગ ઓફ ધ ફાલ્કન ' ' ઓન ધી રાફ્ટ ' ઈ, વાર્તાઓ લખી.

૧૮૯૫-૯૬—' સમારા ' ' ઓડેસા ' વ. સામાયિકોમાં વાર્તાઓ પ્રગટ થઈ.

૧૮૯૬—ક્ષય થતાં તેને હવાફેર માટે ક્રીમીયા જવું પડયુ.

૧૮૯૭—'ક્રીચર ધેટ વન્સ વેર મેન' અને 'માલ્વા' લખી.

૧૮૯૮—પ્રથમ વાર્તા સંગ્રહ બહાર પડ્યો. અને ક્રાંતિકારી પ્રવૃતિઓ માટે ધરપકડ થઈ; થોડાવખત પછી મુક્તિ.

૧૮૯૯—ચેખોવ સાથે મુલાકાત અને 'ટવેન્ટી:સીક્સ મેન એન્ડ એ ગર્લ' અને 'ફોમાં ગોરડેંટોવ,' નામે વાર્તાઓ લખી.

૧૯૦૦—ટોલસ્ટોય સાથે મુલાકાત.

૧૯૦૧—સોરમાંવોના કામદારોને સંબોધીને ક્રાંન્તિકારી પત્રિકા પ્રગટ કરવા માટે ધરપકડ.

૧૯૦૨—આરઝામાઝમાં હદપાર થયો. એકેડેમી ઓફ સાયન્સીઝ માં સભ્ય તરીકે ચુંટાતા ઝારે તે ચુંટણી નામંજુર કરી. રશીયન સોશીયલ ડેમોક્રેટીક પાર્ટી જોડે કરાર કર્યાં.

'લોઅર ડેપ્થસ' નામનું નાટક લખ્યું.

૧૯૦૩-૪માં તેના પુસ્તકોની ઉપરા ઉપરી આવૃત્તિઓ થવા માંડી.

૧૯૦૫ માં 'નોટસ ઓન ફીલીસ્ટીનીઝમ' બહાર પડયુ; સેન્ટ-પીટસબર્ગમાં પકડાઈ જેલમાં જવુ પડયું; જેલમાં જ 'ચીલ્ડ્રન ઓફ ધ સન' લખ્યું. બહાર ઈન્ટરનેશનલે વિરોધ કરતાં તેની મુક્તિ થઇ અને બહાર આવી બોલ્શેવીકોના એક પત્ર 'ન્યુ લાઈફ' નું લેનીનની દેખરેખ હેઠળ સંપાદન સ્વિકાર્યું.

૧૯૦૬—મોસ્કોમાં થયેલી ક્રાંન્તિમાં ભાગ લેવા માટે પરદેશ જવું પડયું. આ અરસામાં તેણે અમેરિકા ઈટાલી વ. સ્થળે પ્રવાસ કર્યો, અને 'એનીમીઝ' 'રશીયન ઝાર' 'કામરેડ' 'સીટી ઓફ યલો ડેવીલ' 'એ પોલીટીકલ એકસાઈલ' વ. લખ્યાં.

૧૯૦૭—લંડનમાં રશીઅન સોશીયલ ડેમાક્રેટીક પાર્ટીની કોંગ્રેસમાં ભાગ લીધો 'મધર' નામની નવલકથા લખી.

૧૯૦૮—કેપરીમાં લેનીનને મળ્યો. આધ્યાત્મિકતા તરફ વલણ.

૧૯૦૯-૧૦મી 'ધ લાઈફ ઓફ સુપરફલુઅસ મેન' અને

'વાસા ઝેલેઝોવા' લખ્યાં. ૧૯૧૧ માં વાર્તાસંગ્રહ પ્રગટ કર્યો.

૧૯૧૩—રાજકીય પરિસ્થિતિ સુધરતાં પાછો રુશિયા આવ્યો અને 'એન્લાઇટનમેન્ટ' નામનાં પત્રનું સાહિત્ય પાનું. સંભાળ્યું. સાથે 'એક્રોસ રશીયા' 'અબાઉટ કારમા ટોવીઝમ' વ. પુસ્તકો લખ્યાં.

૧૯૧૪ માં 'માય ચાઈલ્ડહુડ કંપલીટેડ' લખ્યું.

૧૯૧૫ યુદ્ધ દરમ્યાન 'ઍનલ્સ' નામના પત્રનો મુખ્ય તંત્રી બન્યો.

૧૯૧૭ માં 'એ ફ્રી એસોશીએશન ફોર ધ ડેવલપમેન્ટ એન્ડ ડીફ્યુઝન ઓફ ધ પોઝીટીવ સાયન્સીઝ' નામનું એક મંડળ પેટ્રોગ્રેડમાં સ્થાપ્યું.

૧૯૧૭-૧૮ માં સોવીએટ સત્તાને ટેકો આપ્યો. છે પણ એમાં તરત ન જોડાયો

૧૯૧૯—વિજ્ઞાનીઓમાં આર્થિક સ્થિતિ સુધારવા માટેના કમીશનનો પ્રમુખ બન્યો અને 'લાઈફ ઓફ ધ વર્લ્ડ.' અને 'લીયો ટોલસ્ટોય' નું જીવન લખ્યું.

૧૯૨૧ પરદેશગમન કર્યું

૧૯૨૩ માં 'માય યુનીવર્સીટીઝ' નામનું પુસ્તક લખ્યું.

૧૯૨૪ ઈટાલી ગયો.

૧૯૨૫-૨૬ માં 'રાઈઝ એન્ડ ફોલ ઓફ આટોમોનોટઝ અને એલ બી ક્રેસીન' લખ્યું.

૧૯૨૮—તેના ૬૦ મા જન્મદિવસે રશિયા પાછો ફર્યો છે.

૧૯૨૯—મધ્યસ્થ કારોબારીમાં સભ્ય તરીકે ચુંટણીમાં ઉગતા લેખકોને ઉત્તેજન આપ્યું.

૧૯૩૦—તેની દેખરેખ નીચે ઉત્તમોત્તમ પુસ્તકોનું પ્રકાશન કરાવ્યું.

૧૯૩૧—ગોર્કીની દોરવણી હેઠળ યુ. એસ. એસ. આર. ની ક્રાન્તિનો ઈતિહાસ લખાવવાનું સરકારે નક્કી કર્યું.

૧૯૩૨—તેની સાહિત્યોપાસનાની ચાલીસમી જયન્તિ ઉજવાઇ. તેના માનમાં એક ઉચ્ચ અભ્યાસ માટે સંસ્થા સ્થપાઇ.

૧૯૩૩—'ડીસ્ટીગેફ અને બીજાં' બહાર પડયું.

૧૯૩૪—સોવિએટ લેખકોની પ્રથમ પરિષદ ભરી 'સોવીએટ સાહિત્ય' નામનો નિબંધ લખ્યો.

૧૯૩૬—મોસ્કો ખાતે ૧૮મી જૂને મૃત્યુ; 'સેમગીન' ભાગ ૪ પ્રગટ થયું.

૧૯૩૮ માં થયેલ સોવિયેટ વિરોધી કાવત્રાંની તપાસમાં જણાયું કે તેના મંત્રી અને ડોકટરોએ ટ્રોટસ્કી પક્ષે રહીને ગોર્કીને મારી નાંખવા માટે છાનાં પગલાં લીધેલ. સોવિયેટના નેતાઓને મારી નાખવાના કાવત્રામાં એમનું મૃત્યુ થયું.